૪૦૫૭

# રાણા ચંદ્રસિંહ નાટક.

૯ અંકો—ગદ્યપદ્યાત્મક.

( મેવાડના એક નીતિનિપુણ ક્ષત્રિય-વીરનો અસરકારક, બોધક, ઐતિહાસિક ચિતાર. )

છપાવી પ્રસિદ્ધ કરનાર.

મયાશંકર બોઘાભાઇ વ્યાસ.
તાલુકા સ્કૂલ માસ્તર—લીંબડી.
અને
મોહનલાલ જયસિંહભાઇ વ
સ્કૂલ માસ્તર નં. ૨—લી

આવૃત્તિ પહેલી

નડીયાદ—"સત્યસા

( સર્વ હક્ક ર

સપ્ટેમ્બર

કિંમ

# राणा चंद्रसिंह नाटक.

૯ અંકો—ગદ્યપદ્યાત્મક.

( મેવાડના એક નીતિનિપુણ ક્ષત્રિય-
વીરનો અસરકારક, બોધક, ઐતિ-
હાસિક ચિતાર. )

छपावी प्रसिद्ध करनार.
મયાશંકર બેચરભાઈ વ્યાસ.
તાલુકા સ્કૂલ માસ્તર—લીંબડી.
અને
મોહનલાલ જયસિંહભાઈ બારોટ.
સ્કૂલ માસ્તર નં. ૨—લીંબડી.

આવૃત્તિ પહેલી.
નડીયાદ—"સત્યસાગર" પ્રેસ.



સપ્ટેમ્બર સને ૧૮૮૯

કિંમત ૦-૧૨-૦

# अर्पणपत्रिका.

---

**મહેરબાન નેકનામદાર શુભગુણગણાલંકૃત રાણાશ્રી મેઘાભાઈ રત્નસિંહજી—કારભારી સાહેબ. સંસ્થાન ઉતેળીયા—**

આપ યશસ્વી રાણાશ્રી, આ નીતિવર્દ્ધક નાટકના ઉત્તમ નાયક, મેવાડી અદ્વિતીય વીર રાણા ચંદ્રસિંહજીની પ્રશસનીય અટલ ટેક માફક; ઉતેળીયા સંસ્થાનના સગીર મહારાજા શ્રી-સુરસિંહજી સાહેબને યથાસ્થિત રીતે ઉછેરી, રાજ્યકારભારમાં પ્રવીણ કરો છો, નીતિરીતી યુક્ત રાજ્ય ચલાવો છો, પ્રજા પ્રીય છો, અને એક ક્ષત્રિ વીરને છાજતા ઉત્તમ સદ્ગુણો ધારણ કરોછો, તથા ગુજરાતી ભાષાના નીતિવર્દ્ધક નૂતન ગ્રંથોને યોગ્ય ઉત્તેજન આપો છો; આદિ આપના શુભ ગુણોથી આકર્ષાઈ આ લઘુ પુસ્તક આપને અતિ વિનય ભાવથી અર્પણ કર્યું છે.

**લીંબડી** } લી. આપના નમ્ર સેવકો.

તા. ૧૦—૯—૮૯ } **ગ્રંથ કર્ત્તા.**

# राणा चंद्रसिंह नाटक.

## અંક ૧ લાનાં પાત્રો.

—*—

સુંદરબા—મંડોરગઢના રાવરણમલની કુંવરી.

સુશિલા—તેની દાસી.

સુલોચના—સુંદરબાની સખી.

રણમલસિંહ—મંડોરગઢના રાઠોડરાવ.

બુદ્ધિધન—તેમનો પ્રધાન.

વિમળશાહ—નગરશેઠ. મંડોરના.

ચંદ્રકુંવર—સુદરબાની માતુશ્રી. (રાજગદિપી.)

વિદૂષક—મશ્કરો.

સૂત્રધાર—નટી, પુરોહિત વગેરે.



૪૦૯૭

# राणा चंद्रसिंह नाटक.

---

मुकं करोति वाचालं, पंगुं लङ्घयते गिरिम्

यत्कृपा त्वमहं वंदे, परमानन्द माधवम्.

## નાન્દી.

મંગલાચરણ—( સર્વ નાટક પાત્રો સાથે ગાયછે. )

છે જન પાળક ટાળક દુખનો—એ અંગ્રેજી રાહ.

જય સુખકારક પાળક જગના, વિશ્વ જનક વિશ્વેશ્વરા.—ટેક. વિ-
વિભુ અંતર્યામી કષ્ટ હરા, પાળક સંહારક આપ ખરા.
સેવકનાં સારે તું કામ, ભક્ત જનોને મોટી હામ.
મંગલકારી તારૂં નામ, પાપ હારી પરમેશ્વરા. જયસુખ૦

તુજ અકળ કળા વિશ્વ વ્યાપી, પાળે પ્રાણીને સુખ આપી.
સર્વ ઠામ છે તારો વાસ, સૂર્ય ચંદ્ર તારા આકાશ.
અદ્ભૂત લીલા કરે પ્રકાશ, મહા સમર્થ મહેશ્વરા જયસુખ૦

પ્રભુ ભારત ભૂમિ શ્રેય કરો, સહુ ઠામે નીતિ ન્યાય ભરો.
ભીષ્મ રામનું થાઓ ભાન, ચંદ્રસમાં પ્રકટો સંતાન.
વાધો પૂર્વજ કેરૂં માન, જન પાલક જગદીશ્વરા જયસુખ૦

( મંગળાચરણ થઈ રહ્યા પછી નીચેની આર્યા બોલતો બોલતો સૂ-
ત્રધાર પ્રવેશ કરેછે )

**माप्य चला नधिकारान्, शत्रुषु मित्रेषु बन्धु वर्गेषु**
**नाप कृतं नोपकृतं, नसत्कृतं किंकृतं तेन.**

**અર્થ—** ઉપજાતિવૃત્ત.

પરાક્રમોથી અરિઓ ન બીધા, બંધૂ તણા ના સતકાર કીધા.
મિત્રો શિરે ના ઉપકાર જામ્યો, થયુંજ શું જો અધિકાર પામ્યો?

( એવામાં વિચિત્ર વેશે વિદૂષક આવેછે )

**વિદૂષક—**(મોટેથી) આ મોટા વિદ્વાનનું ડોળ ઘાલી શું બકયા કરેછે ? તારી ફારશી ભાષામાં કંઈ ગાળોતો દેતો નથી કે ?

**સૂત્રધાર—**અરે ભલા માણુસ, આતો ફારશી નહીં પણ આપણી આર્યવર્ગની સર્વોત્તમ વાણી સંસ્કૃત છે, અને તેમાં બકવાનું નથી, પણ ઉત્તમ બોધ રહેલો છે. તું આ નાટક ભૂમિમાં અચાનક ક્યાંથી આવી ચડયો ? તારૂં નામ અને કામ શું છે?

**વિદૂષક—**પ્રથમ તારૂં દેઢ પંડિતનુ કામ નામતો બતાવ? પછી જોઈશે બંદાના નામની ખૂબી ? ?

**સૂત્રધાર—**મારૂં નામ સૂત્રધાર, અને મારૂં કામ સજ્જનોની સભામાં બોધકારક ગાયન ઈત્યાદિક કરી તેઓનાં મન રંજન કરવાનું છે.

**વિદૂષક—**હું પણ ગમે તેવાને ગંજન કરી શકુંછું, અને એવો આનંદ આપુંછુંકે બધા મને બહુરંગી, રંગલો, વિદૂષક વગેરે માન ભરેલાં નામથી ઓળખેછે.

**સૂત્રધાર—**અરે વાહરે મારા પ્યારા દોસ્ત ! ત્યારેતો તું ઠીક વખતસર આવી પહોચ્યો. તારા જેવા રંગીલા માણુસની મારે ઘણી જરૂર છે, તો આશા રાખુંછું કે તું તનમનથી મને મદદ કરશે.

**વિદૂષક**—વાહ દોઢ પંડિતજી તમારી ખૂબી પણ એરજ દેખાયછે ને શું ? આવીજ વિદ્વત્તાગાં બધાને આંજી નાખોછો કે ? "બાવાજી સીતારામ" કહેતાની સાથે તો બચ્ચા તેરે ઘેર ધામા, ઉચરતાં વારજ શું કામ લાગે? હવે "પ્યારા દોસ્ત" અને "મદદ" વગેરે આડંબર છોડી દઈને જરા કહોનો ખરા ? કે આ બધી ધાંધલ શેની મચવીછે. આ બધા નવરંગી નમુના કેમ ભેગા કર્યાછે ? કોઈને કુદીપાક દેવા માટે તો તૈયારી નથી કરી કે? જો એવું કામ હોયતો મદદ માગવાની કૃપાજ રાખો ! !

**સુત્રધાર**—પ્રિય રંગલાજી? ખરેખર તમારૂં નામતો પાડનારે યોગ્યજ પાડયુંછે. હવે જરા મજાક મૂકી દઈને સેવકની વિનતિ શ્રવણ કરજો—આ સ્થળે કંઈ લડાઈ ટંટાનું કે બીજું કલેશકારક કાર્ય કરવાનું નથી, પણ બિરાજેલા સજ્જનોની સન્મુખ, જગત્ વિખ્યાત સૂર્યવંશી બાપારાવળની નિષ્કલંક ગાદીના વારસ, લાખા રાણાના ટિલાટકુંવર, અને શ્રી રામચંદ્ર તથા ભીષ્મપિતામહના અંશાવતારે પ્રકટ થયેલા, સિસોદીય કુળ દીપક પરમ સદ્ગુણી ચંદ્રસિંહ રાણાનું આની રસિક અને બોધકારક નાટક ભજવી બતાવવાનુંછે.

**વિદૂષક**—ત્યારે તો એવા કામમાં બંદાનો પહેલો પાટલો, પણ સાંભળ સૂત્રધાર, બંદાની જગ જાહેર માગણી તારે કબૂલ કરવી પડશે.

**સૂત્રધાર**—વળી એવી માગણી કઇ છે ?

**વિદૂષક**—જો, પગાર બગાર તો તારે આપવો હોયતે આપજે, પણ દરરોજ બંને વખત મિષ્ટાન્નપાનનો અચ્છો તડાકો પડે તેમ કરવું જોઈશે.

**સૂત્રધાર**—ઘણી ખુશીની સાથે. એનો શું ? પણ ગરજી હોયતો ત્રણ ટકે કબૂલ છે.

(નટીને આવવાની વારથઇ તેથી સૂત્રધાર મનમાં વિચાર કરતો કરતો રંગ ભૂમિમાં ફરેછે, એટલામાં નટી પ્રવેશ કરેછે.)

**નટી**—કેમ સ્વામીનાથ શી આજ્ઞા છે?

**સૂત્રધાર**—પ્રિયે?—સર્વે સામગ્રી હવે તૈયાર થઇ ગઇછે. આ એક રંગીલા દોસ્તની પૂરી જરૂર હતી તે પણ ઇશ્વરેચ્છાએ ગણી આવ્યોછે. તો હવે સભાસદોનાં મન રંજન થાય એવી ઇશ્વર સ્તુતિ કરો, કે જગન્નિયંતા આપણું શુભ કામ નિર્વિઘ્ને પાર પાડે.

**નટી**—રાગજીલ્હો—

મેરે ગિરધર ગોપાલ એક દૂસરા ન કોઇ—એરાહ.

પ્રભુ કૃપાળ દિનદયાળ કૃપા ચાહું તારી
ક્ષમા કરી દોષ સર્વ સુણો અરજ મારી. પ્રભુ૦—ટેક.

યથામતી ખેલ રચ્યો ખાંત ધરી સારી
નીતિ ન્યાય વૃધ્ધિકાજ, કૃતી ઉર વિચારી. પ્રભુ૦

કર સહાય કાર્ય થાય વિઘ્નને નિવારી
આર્યભ્રાત ઉદય કરો, સદા સુ" ધારી. પ્રભુ૦

ભારતી સુપુત્ર ચંદ્રસિંહ સુગુણ ધારી
રામ ભીષ્મસમ ચરિત્ર મળે બોધ ભારી. પ્રભુ૦

તેહ ખેલ ભજવવા કરી વિભૂ તૈયારી
શૂભસાર લહો સભા સદો ઉપકારી. પ્રભુ૦



# राणा चंद्रसिंह नाटक.

## અંક ૧ લો.

### પ્રવેશ ૧ લો.

**સ્થળ—મંડોરગઢનું રાજ્ય ભુવન.**

સુંદરબા, સુલોચના વગેરે.

(સુંદરબા પોતાના મહેલમાં વિચારમાં બેઠાંછે, ત્યાં સુલોચના પ્રવેશકરછે).

**સુલોચના**—બા વંદન કરૂંછું. ખુશીતો ખરાં?

**સુંદરબા**—આવો બેન-તમારા જેવી સખીઓના પ્રતાપે સદા આનંદ છે.

**ગીતિ.**

સુંદરી સગુણી સ્વરૂપી, સુલોચના તું પ્રાણસખી મારી;
કૃતાર્થ થઇ હું આજે, આનંદી છબિ નિહાળિને તારી.

**સુલોચના**—હમેશના કરતાં આજે આપનું મન કંઇ વિચાર સાગરમાં પડી ગયું જણાયછે, તેનું શું કારણ છે? કૃપા કરી વિદીત કરશો તો હું મારો સખી ધર્મ અદા કરીશ.

**સુંદરબા**—બેન વિચાર તે શાનો હોય? તમારાથી કંઈ અજાણ્યું રાખ્યું છે? એતો તમારો સ્નેહ એકાએક સાંભરી આવતાં

વ્યગ્રચિત્ત જણાતું હતું. કેમ બેન કંઈ નવાજૂની ?

**સુલોચના**—( મનમાં બધું સમજીને )—નવાજૂનીતો જરા ગમગીની ઉત્પન્ન કરે તેવીછે, પણ તે આપનાથી છાની રખાય તેમ નથી. વિકાનેરનાં કુંવરી કૃષ્ણાકુંવર સાથે ચંદ્રસિંહનાં લગ્ન થવાની વાત મેં હમણાંજ જાણી.

**સુંદરબા**—ગીતિ—

અરર હાય શું બોલી, ક્રૂર કતલ તેં કરી છાતિ મારી.
ચંદ્ર વરે કૃષ્ણાને, રાજ્ય હંસણી સખી તજી તારી?

**સુલોચના**—સુજ્ઞ થઈને આમ મિથ્યા દિલ દુખાવવું એ આપને યોગ્ય નથી. ઇશ્વરની મરજી હશે તો વળી સૌ સારાંવાનાં થઇ રહેશે.

**સુશિલા**—ખરે સુલોચના બેન ? અમારા મહારાજા બહુ આળસુ છે. ચિતોડી વીરશ્રેષ્ટ ચંદ્રસિંહ માટે એક બે વાર ઇસારો થયા છતાં, હજુસુધી કંઈ કર્યું નહીં, અને તેનું ફળ તમે કહ્યું તેમ આવ્યું. રૂપ, ગુણ, અને કુળાદિકમાં ચંદ્રસિંહ જગજાહેર હોવા છતાં, કેવળ દીર્ઘસૂત્રતામાં મહારાજાએ શુભકાર્ય પાર ન પાડ્યું. આમને આમજ મોટી દીકરીઓ થતા સુધી લાયક વર ખોળે નહીં, અને પછી એકદમ જરૂર પડતાં, ગમે તેને ઠેકાણે સગપણ કરી પોતાની સુકુમાર બાળાઓનો ભવ, કેટલાક રાજાઓ ખરાબ કરેછે.

**સુલોચના**—બેશક સુશિલા તારૂં કહેવું તદન વાજબી છે. જીંદગીભરના સંબંધ માટે આળસ રાખી બેદરકાર રહેવું એ પરિણામે બહુ હાનીકારક છે.

**સુશિલા**—હજુ આ બાબતમાં કંઇ પેરવી થાય તો સારૂં. કેમકે ચંદ્રસિંહ બે રાજકુંવરી સાથે પરણવાના હતા, તેમાં આ એ

કજ પરણ્યા, તો મહારાણી મારફતે મહારાજાને કાને, તમારા જેવું કોઇ આ વાત નાખે તો બનશે ખરૂં.

**સુલોચના**—ત્યારે તો ખુશીની વાત. શુભકાર્યમાં ઢીલ શી હયો હુંજ હમણાં રાજ મહિષી પાસે જઇ સર્વ હકીકત નિવેદન કરૂં.

**સુંદરબા**—( ઉદાસીમાંથી જાગૃતથઈ )—બેન જો જો મારૂં નામ ન પડે !

**સુલોચના**—આપસરખાં પ્રવિણ બાઈનાં પડખાં સેવીએછીએ ને વળી ભૂલ તે પડે? ફિકર નહીં બા. ઇશ્વરેચ્છાએ આપણું કામ સિધ્ધ થશે. (એમ કહી ચંદ્રકુંવરના ઓરડા તરફ રવાના થાયછે)

( પડદો પડેછે )

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—મહારાણીનો મહેલ.

( સુલોચનાને આવતી જોઈ મહારાણી ચંદ્રકુંવર કહે છે )

**ચંદ્રકુંવર**—કેમ બેન કયાંથી અચાનક આવી ચડયાં ! સુંદરબા ખુશીમાં તો છે !

**સુલોચના**—હા માતાજી તેઓ ખુશીમાં છે અને આપને દંડવત્ કહાવ્યા છે.

**ચંદ્રકુંવર**—સુંદરબાને તમારા જેવી બેનપણીઓ મળવાથી ઘણો લાભ થયો છે.

**સુલોચના**—સુંદરબા જાનેજ હોશિઆર છે, વિદ્યાનાં શોખીન છે. અને સ્વભાવ પણ ઉત્તમ છે. એ બધું આપનાજ પ્રતાપ;

પણ હવે તેમની યોગ્યતા પ્રમાણે સારૂ જોડું મળે, એજ નિશદીન મારી નિયંતા પાસે યાચના છે.

**મહિષી**—કોઈ લાયક રાજકુંવરની ખોળમાં રાજાજી ઘણા દિવસથી છે.

**સુલોચના**—પણ હજી સુધી કંઇ નિશ્ચય કર્યો ?

**મહિષી**—ના, નિશ્ચય તો નથી કર્યો, પણ કોટા. કિસનગઢ અને ચિતોડના રાજકુંવરો માટે પેરવી ચાલે છે.

**સુલોચના**—પહેલા બેની યોગ્યતા વિષે મને શક છે, પણ છેલ્લો રાજકુંવર તો ક્ષત્રિઓમાં એક હીરા રૂપ છે, એટલુંજ નહીં પણ તેનાં કુળ, રાજ્ય અને સદ્ગુણ અદ્‌ભૂત છે.

**ચંદ્રકુંવર**—હા, તે સર્વથી હું સારીપેઠે વાકેફગારછું, ને ઘણું કરીને ચિતોડમાંજ ઠરશે, પણ સુંદરબાની ઇચ્છા જાણવાની મારે જરૂર છે.

**સુલોચના**—આપ જે કરશો તેમાં તેઓ કદી પણ આનાકાની નહીં કરે, વળી સૂર્યવંશી વીર ચંદ્રસિંહ જેવાને માટે તો ના પાડેજ નહીં એ હું ખાત્રીથી કહુંછું.

**ચંદ્રકુંવર**—ત્યારે તો તમે તેમનું મન બરાબર પારખી શક્યાંછો ખરાં.

**સુલોચના**—પણ ગાઈ

### તોટક છંદ.

કરિ અાળસ લગ્ન વિલંબ કરો, તનયા વચનો દિલ ખ્યાલ ધરો;
કદિ લાયક જોડ નહીં જડશે, મમબાઇ ખરે દુખમાં પડશે.
વરણ્યા વિરચંદ ચિતોડ તણા, રૂપ ગુણ સમાન નહીંજ મણા;
ધરિ આનક ચિત્ત ત્વરા કરશો, સમજાતિ નરેશ પિડા હરશો.

**ચંદ્રકુંવર—** **ગીતિ.**

તુજ વાત હિતકારી, પાડ માની મેં તેહ ઉરે ધારી;
કહી સઘ રાજાજી, યોગ્ય જોડની કરૂં શોધ જારી.
પાટરાણી હક ખોયો, ખરે દીલમાં થઈ હાણુ ભારી;
કરવી ઝટ તૈયારી, સખી ફરજ તેં અદા કરી સારી.

**સુલોચના**—બાઇજી હજુ તાકીદ રાખો તો વહી ગયું નથી. ચંદ્રસિંહ યુગ્મ પરણવાના હતા, તેમાં એક વિકાનેરનાં રાજકુંવરી સાથેજ પરણ્યા છે, માટે ત્વરાથી શ્રીફળ મોકલી દેશો તો ઈશ્વરેચ્છાએ વાંધો નહીં આવે. ( નમન કરી રવાના થાય છે. )

( પડદો પડે છે. )

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—મંડોરગઢની કચેરી.

( છડીદારે નેકી પોકારવાથી બધું કચેરી મંડળ ઉભું થયું, અને મહારાજા રણમલસિંહને સાષ્ટાંગ નમન કરી મહારાજા સિંહાસનપર બિરાજ્યા બાદ પોતપોતાની જગાએ બેઠું. )

**બુદ્ધિધન**—( રાજાનું ચિંતાતુર મન જોઈ પૂછેછે ) કેમ મહારાજાધિરાજ ? હમેશાના કરતાં આજે આપનું મુખારવિંદ ગ્લાનિયુકત સેવકને કેમ જણાય છે ?

**રણમલસિંહ**—(રોશથી) **ભૈરવીની ગઝલ.**

( તકરાકે શિરકું જાનેના દઉં તો કયા કરૂં એ રાગ. )

પ્રધાન તુજ દોષથી, મેં રોશ મન-ધર્યો;
કુંવરિના વિવાહનો તેં, નિશ્ચે નવ કર્યો. પ્રધાન૦

કહીને આજ કાલ તેં, ઘણી કરી છે ઢીલ;
વધતી જાય વય આરે, ફિકર છે તેહ દીલ. પ્રધાન૦
ઉરે હતી શુભ આશ જે, ચિતોડ ચંદ્ર વીર;
પરણ્યાની વાત સૂણીને, હવે રહે ન ધીર. પ્રધાન૦
ગુમાવી હાથ બાજી તેં, હજુ કંઇ જશે;
કર ત્વરા નહીં તો હાની, તુજ હકે થશે. પ્રધાન૦

**બુદ્ધિધન**—રાગ ઉપરનો.

સમાવિ રોશ રાયજી, આ અરજ ઉર ધરો;
સેવક વાત સૂણી તેનો, ખ્યાલ તો કરો. સમાવિ૦
ગયાં છે શોધ કારણે, મનુષ્ય રાજ્ય સ્થાન;
મંગાવું ખબર સઘ હું, ધરી અધીક ધ્યાન. સમાવિ૦
કોટા કિરોલિ કિશનગઢ, ચિતોડ વિર અનેક;
કરિએ સગાઈ જોઇને, કુલીન નેક ટેક. સમાવિ૦

**વિમળશાહ**—(બુદ્ધિધનનો પક્ષ ધરી) મહારાજા શ્રી ? ચંદ્રસિંહ લાયક તો છે પણ તે લીધો વાત મૂકતો નથી, વળી તેને પોતાના કુળ ગૌરવનું ઘણું ગુમાન છે, તો ભલે તેને દેનારા દે, આપણે એનાથી વળી ચડતો ક્ષત્રિયવીર શોધી કાઢીશું.

**રણમલસિંહ**—તમે ચંદ્રસિંહના જે ગુણ વર્ણવ્યા તે તેના વડવાઓમાં પણ હતા, ને તેમની પ્રશંસનિય ખુબી ચંદ્રસિંહમાં રહેલી છે. ખરા ક્ષત્રિસિંહમાં એવાજ ગુણ જોઇએ. તમારે મોઢેજ તમે તેના ગુણ વખાણોછો. તો હવે સુંદરબાને યોગ્ય બીજો કોઇ રાજકુંવર મારી નજરમાં આવતો નથી, માટે ત્યાંજ જેમ બને તેમ તાકીદે શ્રીફળ મોકલો. એ શુભ કામ સિદ્ધ થશે ત્યારેજ મારૂં મન શાન્ત થશે.

**બુદ્ધિધન**—બહુ સારૂં રાજાધિરાજ આપનો હુકમ શિરતાજ કરૂંછું. ને જોષી તથા પુરોહિતને બોલાવવા સિપાઈ મોકલુંછું.

( એવામાં જોષીબાવા તથા રાજગોર પ્રવેશ કરે છે. )

**જોષીબાવા**—( પ્રધાનના લાભ માટે કહે છે ) મહારાજાધિરાજ ! આપ આટલી બધી મિથ્યા ફિકર શાને કરોછો. પ્રારબ્ધમાં જે લખ્યું હશે તે બન્યાંજ જશે. એમાં આપણે શું વિશેષ કરવાના હતા ? જો બાનું પ્રારબ્ધ બળવાન હશે તો સહેજમાં કોઈ સારો કુંવર મળી આવશે. આપણા શાસ્ત્રમાં કહ્યું છે કે—

**पूर्व दत्तेषु या विद्या, पूर्व दत्तेषु यद्धनम्**
**पूर्व दत्तेशु या कन्या, अग्रे तीष्टति तीष्टति.**

**રણમલસિંહ**—એ વાત ખરી, પણ મનુષ્ય પ્રયત્ન તો કરવો જોઇએ.

( પછી સોનાનું શ્રીફળ કાગળ તથા કેટલીક સમજુત આપી રાજગોરને, પ્રધાન, મેવાડ તરફ રવાના કરે છે. )

( પડદો પડે છે. )



## પ્રવેશ ૪ થો.

### સ્થળ—મુંદરબાનો એક બાગ.

**સુલોચના**—બેન સુશિલા ! પેલું બાગના ખુણાની તરફ કોણ જાય છે ? જોની એ ગોર મહારાજ તો નહોય ?

**સુશિલા**—હા બેન, લાગેછે તો મહારાજ જેવું. લ્યો આ જુ-

ધના હાર બાને માટે તમે ગુંથો. આકુળ વ્યાકુળ મન હોવાથી લતા મંડપમાં તેમણે જરા શયન કર્યું છે, તે ઉઠશે તો તરત માગશે. હું બાગની બહાર જઇ ખબર કાઢી આવું. ( એમ કહી ગોર મહારાજ જે ચિતોડ જતા હતા તેમની પાસે ગઈ. )

**વિદૂષક**—મહારાજ તો આજ ધાંટા પાડયે પણ જવાબ નહીં દે. એમને તો લક્ષ્મી અને લાડુ બંને પ્રાપ્ત થવાનાં છે. મહરાજ કૃપા કરી મને પણ સાથે તેડતા જજો. બંદા પણ આપને ખાવાપીવામાં સારી મદદ કરશે ? ?

**ગોરમહારાજ**—હા, વિદૂષકભાઇ ગિણાપ્ર તો ખરાંજ, પણ તેની સાથે એક ઉત્તમ કાર્ય સિદ્ધ કરવાનું છે તેમાં ઉતાવળો ચાલ્યો જાણીશું.

**સુશિલા**—એવું તે શું કામ છે? મને કહેવાને હરકત ન હોય તો કૃપા કરી કહો.

**ગોર**—( જરા ભભકાબંધ ) મેવાડ તરફ જવું છે. તારે શું પંચાત છે? ( ચાલવા માંડેછે. )

**વિદૂષક**—મેવાડો ગાવો હોય તો અહીંજ ગાઓને?

**સુશિલા**—( દોડતી જઈ આગ્રહ પૂર્વક કહેછે ) મારાં બાસાહેબના સગપણ માટે જતા હો, તો ઝટ ખરૂ કહી નાખો કે પછી તમારૂ પણ દળદર જાય.

**ગોર**—(લાલચથી લોભાઈને) લ્યો ત્યારે એજ કામ છે. મારે હવે ઉતાવળ છે માટે હું ઝટ જાઉંછું, કુવરી સાહેબને મારી આશિષ કહેજો. ( એમ કહી ચાલતા થયા. )

**સુશિલા**—( સુલોચનાને ) બેન બા કહેતાં હતાં તેમજ થયું. પરમેશ્વરે તેમનુ કાર્ય સિદ્ધ કર્યું હવે યથેચ્છ વર મળશે. આવો લતા

મંડપમાં જઈ બાને વધામણી આઈએ.

(બંને દોડતી જઇ આનંદભેર ખબર કરેછે ને બક્ષીશ પામેછે.)

**સુલોચના—** **હીંડી.**

ચિત્ત ફિકર તજો બાઇશ્રી અમારાં
ચિત્ર દૂર્ગ કોજ રાજજી પધાર્યા.
નજર ભાળી ખરી આપુંછું વધાઈ
ચંદ્રસિહ થશે, સદા સૂખદાઇ.

**સુંદરબા—ઉપજાતિછંદ.**

સ્વપ્નાં નઠારાં ચિતને દમે છે,
દક્ષીણ ચક્ષુ ઉલટુ ભમે છે;
આશા નિરાશા, ઉરમાં રમે છે,
તોએ શશીશુ, મનમાં રમે છે. ?

( પડદો પડેછે. )



# અંક ૨ જાનાં પાત્ર.

---

લાખોરાણો—ચીતોડનો રાણો. ચંદ્રસિંહનો પિતા.

ચંદ્રસિંહ—લાખારાણાનો ટિલાટકુંવર.

રઘુદેવ—લાખારાણાનો પુત્ર. ચંદ્રસિંહનો નાનો ભાઇ.

| | |
|---|---|
| સમરસિંહ<br>ગંભિરસિંહ<br>રાજજનસિંહ | } ચંદ્રસિંહના ખાસસોબતી. |

દયાળશાહ—ચિતોડનો દિવાન.

ચંદ્રકુંવર—મંડોરનાવ રણમલની રાણી. સુંદરબાની મા.

સુંદરબા—મંડોરરાવની પુત્રી. લાખારાણાની નવી રાણી.

સુલોચના—સુંદરબાની સખી.

સુશિલા—સુંદરબાની દાસી.

રણમલ—મંડોરનો રાઠોડ રાજા. સુંદરબાનો પિતા.

| | |
|---|---|
| જોધસિંહ<br>ચાંપરાજ | } રણમલસિંહના પુત્ર. |

બુદ્ધિધન—મંડોરગઢનો દિવના.

| | |
|---|---|
| ઇસરીલાલ<br>કરમચંદશેઠ<br>રામચંદ્ર શુકલ | } મંડોરના સદસ્યો. |

લક્ષ્મણ બારોટ—રાજબારોટ.

એ સિવાય જોષી, પુરોહીત સેનાપતિ વગેરે.

---

# અંક ૨ જો.

—*—

## પ્રવેશ ૧ લો.

---

### સ્થળ—મેવાડ (ચિતોડ) નો દરબાર

**લાખોરાણો** કેમ દયાળશાહ? પ્રજાસંબંધી શું હકીકત હાલ છે?

દયાળશાહ—આપની શીતળ છાયા નીચે અધિક સુખ પામતી જાય છે. વળી વેપાર નિર્ભય કરી આપે ઉત્તેજન આપ્યું છે. તેથી વેપારીઓ અને કારીગરો પોતાનો ધંધો આબાદી સાથે ચલાવેછે. અને તેમાં હોંસથી સુધારો વધારો કરે છે, તેથી તેઓ પોતે સુખી થઇ. બીજાઓના સુખ સાધનરૂપ થઇ પડયા છે. તમામ વર્ણના લોકો સ્વધર્મમાં પ્રવર્તિને આપનું અનુકરણ કરે છે. કલઇ, ત્રાંબુ, રૂપુ, સુરમો, આરસપહાણ વગેરેની ખાણો નીકળવાથી દેશ માતબર થયો છે. તેમ લડાઇ વગેરેમાં આપણો ભંડાર જરા ખાલી થયો હતો તે પણ ભરપૂર થયો છે.

**લાખોરાણો**—તમારી હકીકત સાંભળી હું ઘણો ખુશી થયો છું. હમણાં કંઇ લડાઇ ટંટાનું નામ નથી અને આપણો ખજાનો તર છે. તો તે દ્રવ્ય લોકોપયોગી કામમાં ખરચવું જોઇએ, વળી લડાઇ ટંટાના વખતમાં ખેડૂ વગેરે ખરાબ હાલતમાં આવી ગયા હતા, તો એકાદ વર્ષનો કર તમામ લોકોનો માફ કરવો જોઇએ.

**દયાળશાહ**—કૃપાબ્ધિ આર્યરાજન? કૂવા, વાવ, તળાવ, વૈદ્યશાળા, પાઠશાળા, શિવાલય આદિક કરાવવા માંડયાં છે, ને દ-

૨ વરસે તેમાં આપની આજ્ઞાનુસાર અધિક વ્યય કરતો જઈશ. તથા તમામ રૈયતનો ચાલુ વર્ષનો કર માફ કરવાનાં જાહેરનામાં સંસ્થાનમાં મોકલી દઇશ.

**સેનાપતિ**—મહારાજાધિરાજ ? આપણી પૂર્વ સરહદ ઉપર લડાઇના કિલ્લા બાંધવામાં આવ્યા છે. પરંતુ ઉત્તર, પશ્ચિમ, અને દક્ષિણે ગુજરાતની સરહદ ઉપર મજબૂત કિલ્લા બંધાય તો સારૂ એમ સેવકને વિજ્ઞપ્તિ છે.

**લાખાજી**—કેમ દિવાનજી ? આ બાબત તમે કંઈ બંદોબસ્ત કર્યોછે?

**દયાળશાહ**—હાજી મેં શીલ્પ શાસ્ત્રીઓને તે સ્થળો તપાસવા મોકલ્યા હતા, અને તેમણે મને બત્રીસ કિલ્લા બાંધવા માટે કહેલું છે. તે પ્રમાણે કેટલુંક કામ શરૂ થઈ ગયું છે. અને તેની અંદર ખોરાક પાણી સાથે બે હજાર માણુસ સુખેથી રહી શકે તેવી ગોઠવણ કરાવેલી છે. પાણીને માટે કુંડ વગેરે કિલ્લાની અંદરજ કરાવવાનું ઠરાવ્યું છે.

**લાખાજી**—એ બાબતમાં આપણે ફુરસદને વખતે તપાસ કરવા જઈશું. ન્યાયની બાબતમાં હાલ કેમ ચાલેછે?

**દયાળશાહ**—ન્યાય અદલ કાંટે તોળાય છે. ઈશ્વરી ન્યાય છે, તે વેચાતો મળતો નથી, કોઈ પણ રીતે આપનો ન્યાય કલંકિત કે પ્રજા પીડક નથી, અને શાસ્ત્રાનુસાર કાયદાથી સર્વ સંતોષ પામે છે.

**લાખાજી**—(સેનાપતિ સામું જોઈને)–કેમ સેનાપતિ ? લશ્કરની હવે શી વ્યવસ્થા છે?

**સેનાપતિ**—રાજાધિરાજ ? મેરવાડાના મેર લોકો. સંકલ

સોકો, અને દિલ્હીશ્વરના સરદાર મહમદ લોદી, એ ત્રણેને એકજ વર્ષમાં પરાજય પમાડી તાબે કરી, આપે ચોતરફ જે કીર્ત્તિધ્વજ ઉડતો કર્યો છે, તેથી તમામ શત્રુસમૂહ, ભયભીત બની મિત્ર, તાબેદાર કે ખંડિઆ થવાને ઇચ્છેછે. હાલમાં આપણું રાજ્ય નિર્ભય છે, કોઈ જાણીતો શત્રુ રહ્યો નથી, અને કોઈ ખુણે ખોચરે રહેલો હશે તો તે ઉંચું માથું કરી શકે તેમ નથી.

**લાખાજી**—લડાઇમાં વિજય પામેલા આપણા શૂરવીર યોદ્ધાઓને બક્ષીસો આપેલી છે તે ઓછી તો નથી પડી?

**સેનાપતિ**—નાજી. આપે દરેકની કદર બુઝી, જોઈએ તે કરતાં પણ અધિક બક્ષીસ આપી પ્રસન્ન કર્યાછે. તમામ લશ્કર વિસ્મય પામેછે કે, આપ દરેક જણને અને તેના કામને સારી રીતે કેમ જાણી શકોછો?

**રાણાજી**—આપણા લશ્કરમાં ઘણા ખરા ભાયાતો અને મારી પ્રજાનાજ શૂરા ક્ષત્રિય વીર છે, કે જેઓ સીસોદીઆને નામે ઓળખાય છે, તો તેવાને હું કેમ બરાબર ઓળખી ન શકું? સેંકડોવાર તેમણે, અને તેમના વડવાઓએ આ વિરભૂમિના ઉજ્વલયશ માટે પોતાનાં રક્ત રેડયાંછે, અને તેઓએ આ ચીતોડની, મારી, અને મારા બાપદાદાની વિજય પતાકા ચારે તરફ ફરકતી કરીછે, તો તેવા પ્રિય સામતોને ન ઓળખું, તેમની કદર ન જાણું, અને તેમને ખુશ ન રાખું, તો પછી મારા જેવો નિમકહરામ, બેકદર અને પાપી બીજો કોણ? રાજા પોતાના ધર્મથી ચલીત થાય, તો અનુચરો થાયજ, તેમાં શી નવાઇ?

**સેનાપતિ**—ધન્યછે મહારાજાધિરાજ! આપની ઉચવૃત્તિ અને પ્રૌઢ પ્રતાપને. આપનો પ્રતાપ આ પવિત્ર ભૂમિઉપર અમર

તપો; સૈન્ય વિશેષ વિસ્મયતા તો એજ પામેછે કે; આપ વૃધ્ધ થયા, લગભગ પોણોસો વર્ષ થવા આવ્યાં, તોપણ ત્રણે લડાઇઓગાં લાખો માણસની સામે, સૈન્યને મોખરે રહી આપે જે યુધ્ધ ચાતુર્ય બતાવ્યું છે, અને યુવાવસ્થાનું પૂરતેજ જાણે પુનઃપ્રદીપ્ત થયું હોયની? એમ રણાંગણમાં સિંહસમ ઘૂમીને શત્રુઓનો પરાજય કરવાની સાથે દરેક શખ્સની ખબર રાખતા હતા, અને ચોતરફ મદદ માટે દોડાદોડ કરતા હતા કે જેથી શત્રુઓ બળ અગર યુક્તિગાં ફાવી શકયા નહીં.

**રાણાજી**—(આમ્યજનો સામું જોઇ)—કેમ મહાજન? કાંઇ દાદ ફરીયાદ?

**ઇસરો લાલશેઠ**—(સકળ મહાજન તરફથી)—આપ પવિત્ર મૂર્ત્તિનાં દર્શનથી અને આપના પ્રબળ પ્રતાપથી અમે ચિરકાલથી સુખ ભોગવીએ છિયે–મેવાડની ગાદીપર શત્રુમદ મર્દન અને જંગબહાદૂર તો ઘણા થયા, પણ પ્રજાની આબાદી હમણાંજ થઇ. હગમણાં શાન્ત થએલી ત્રણ લડાઇઓમાં અમારે કેટલુંક ખમવું પડયું હતું, પણ આ ચારવર્ષના અરસામાં તો પ્રજા પૈસેટકે ભરપૂર થઇ ગઇછે, અને આપે શત્રુઓનો પરાજય કરી હવે લાંબી મુદતનું અભયદાન અમને દીધું છે, કે જેથી રાજ્ય અને પ્રજા સંપૂર્ણ આબાદીને પહોંચશે, સકળ પ્રજા કરના સહેજ ભારથી મુક્ત થશે, કે જે બાબત આપે હમણાંજ આજ્ઞા કરી, અને આખું રાજ્ય સુશોભિત નવાણ, દેવાલયોને કિલ્લા વગેરેથી દેદીપ્યમાન થશે.—ધન્ય છે આપની પ્રજાપાલક ઉમદા વૃત્તિને! અમારાં પણ ધન્ય ભાગ્ય કે, આપસરખા શુભગુણ સંપન્ન શ્રીમાન રાણાશ્રીના શિતળ છત્રમાં રહેવાનો પરમ કૃપાળુએ અમને આવો સુયોગ આપ્યો!—

**લાખાજી**—એજ મારૂં કર્ત્તવ્ય કર્મછે, એમાંજ મારો જયછે, અને એજ મારૂં ભૂષણ છે. એમાં હું કાંઇ વિશેષ કરતો નથી. જગન્નિયંતાએ લાખો માણસોનો ઉપરી બનાવી, મને તેમના સંરક્ષણરૂપી મહાન્ બોજો સોંપેલો છે, તો પિતા જેમ પોતાનાં બાળકોનું લાલન પાલન કરેછે, તેમ મારે પણ કરવું જોઇએ, જો તેમાં હું ન્યુનતા રાખું તો, જગદીશ્વર મારી પાસે જવાબ નહીં માગે ? શું હું પાપી બની રૈરવ સ્થાનમાં ન પડુ ? ખરેખર ઉલટી રીતે ચાલતાં સખત શિક્ષા મળેજ, તો દરેક સુજ્ઞ રાજાએ પોતાની પ્રજાના સુખ દુઃખની અહોનિશ પૂર્ણ કાળજી રાખી પોતાની પવિત્ર ફરજ અદા કરવામાં જરાપણ પશ્ચાત્ નહીં પડવું જોઈએ.

**સમરસિંહ**—(દરવાજેથી ખબર કરવાં આવીને)—મહારાજાધિરાજ આપનો જય થાઓ. એક બ્રાહ્મણ મંડોરગઢના દરબાર તરફથી આવીને દરવાજે ઉભેલો છે, તે આપને મળવા ચાહેછે.

**લાખાજી**—ભલે આવવા દો.

**સમરસિંહ**—આજ્ઞા શિરતાજ કરૂંછું મહારાજા! (એમ કહી દરવાજે જઇ બ્રાહ્મણને તેડીને આવેછે.)

**રાણાજી**—(પુરોહિતને આવતા જોઈ)—મહારાજ નમન કરૂંછું પધારો.

**પુરોહિત**—(મંડોરથી આવેલો બ્રાહ્મણ)—

**આશિરવાદ— વસંતતિલકા છંદ**

મેવાડરાય યશ સંપત સૂખ પામો,
વૈરી વિનાશ થઇને સહુ દુઃખ વામો,
શ્રી વિશ્વનાથ મહિમા અદકો વધારે;
આશીષ દીન દ્વિજ હર્ષ થકી ઉચારે.

( આશિર્વાદ દઇ આસનપર બેસેછે. )

**રાણાજી**—કેમ મહારાજ? આ તરફ પગલાં કરવાનું શું કારણછે?

**પુરોહિત**—મને આપ યશસ્વી રાજેંદ્રની પાસે, ગંડોરના રાવરણમલસિંહે પોતાની કુંવરી સુંદરબાનું વેશવાળ કરવા મોકલ્યોછે.

**રાણાજી**—શું ? તે રાજકુંવરી આ વૃદ્ધ દાઢીવાળાને પરણવા ઇચ્છેછે ? મહારાજ જરાવાર થોભો યુવરાજ ચંદ્રસિંહ શિકારે ગયેલ છે, તે આવીને શ્રીફળનો સ્વિકાર કરશે.

**પુરોહિત—( સ્વગત )**—મને પણ રાવરણમલે ચંદ્રસિંહ સાથે સગપણ કરવાનું કહેલું હતું, ત્યારે હવે અહીંજ બેસું, ને તપાસ કરૂં. એમ મનમાં વિચાર કરતા કરતા પોતાની પાસે બેઠેલા સામંતને પૂછેછે. ( આસન ધીમે ધીમે બોલેછે )—ભાઈ ! આ ગાદીપર બેઠેલા મહારાજાનું નામ શું ? સામંત કહે કે લાખાજી. એ સાંભળી સ્તબ્ધ બની મનમાં વિચાર કરવા લાગ્યા કે—ઇશ્વરેજ મારો ધર્મ રાખ્યો કે રાણાજીએ પંડેજ કહ્યું કે ચંદ્રસિંહ શ્રીફળ સ્વિકારશે, નહીંતો મારી એકવી ફજેતી લૂટાત, ને રાવ મને કેટલો ઠપકો દેત!

**લાખાજી**—( સમરસિંહને )—સમરસિંહ ? શિકારગાહમાંથી તમારા મિત્ર ચંદ્રસિંહને સત્વર બોલાવી લાવો.

**સમરસિંહ**—મહારાજાધિરાજ આ ચાલ્યો. ( એમ કહી જંગલ તરફ રવાના થાયછે. )

( પડદો પડેછે. )

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ જંગલ.

ચંદ્રસિંહ, ગંભિરસિંહ, સજ્જનસિંહ વગરે.

**ગંભિરસિંહ**—( ચંદ્રસિંહ પ્રતિ )—મહારાજા ? આપણે હમેશાં કેટલાંક અનાથ પશુનો વધ કરીએ છીએ, તેથીશું પાપ નહીંલાગે?

**ચંદ્રસિંહ**—નિરપરાધી પશુનો વધ કરવો એ પાપજ છે.

**સજ્જનસિંહ**—તો આપ સુજ્ઞ થઇ કેમ ભૂલોછો ?

**ચંદ્રસિંહ**—ક્ષત્રિય ફરજ બજાવવાની વંશપરંપરાથી ચાલતી આવેલી આ રૂઢી છે. જુઓ, દશરથ રાજાએ શબ્દવેધી બાણ મારી હરણને બદલે શ્રવણનો વધ કર્યો હતો; તેમ રામ, કૃષ્ણ, અર્જુન, દુર્યોધન, કર્ણ, યુધિષ્ટર વગેરે, જેઓની મહાત્મામાં ગણના થઈ છે, અને જેઓ દિગ્વિજયી હતા, પાપાચરણ કદિ કરતા નહીં, તથા સૂર્ય ચંદ્રવંશી ઉત્તમ કુળના હતા, તેઓએ પણ તેમ કર્યું છે, અને તેમ કરવા અનુમતિ આપી છે, વળી શાસ્ત્રમાં પણ ક્ષત્રિઓને માટે મૃગયાની આજ્ઞા છે.

**ગંભિરસિંહ**—આવી આજ્ઞા કરવાનો કયો શુભ હેતું હશે ?

**ચંદ્રસિંહ**—હું એમ અનુમાન કરૂં છું કે, આ ભરતભુમિમાં યુદ્ધકાર્ય ક્ષત્રિઓનેજ ખાસ વારસામાં સોંપાએલું છે, અને તેજ તેમનો અત્યુત્તમ ધર્મ મનાએલો છે, દરરોજ દુશ્મનની સાથે યુદ્ધ કરવાનું હોતું નથી જેથી તેમણે મેળવેલું યુદ્ધ કૌશલ અને હસ્તલાઘવ સ્થૂળ પડી જાય, તનમન નિર્બળ થાય, અને થોડે દિવસે યુદ્ધની પણ વિસ્મૃતિ થાય, તેને માટેજ આપણા દીર્ઘદર્શી મહર્ષિઓએ, આ પશુ હિંસા કરી રણચાતુર્ય સુદઢ કરવા આજ્ઞા કરી હ-

શે. આપણને હમેશાં દોડતાં પશુ, અને ઉડતાં પંખીઓ માટે કેટલી બધી સાવચેતી અને શ્રમ વેઠવાં પડે છે ? અને એથી કેટલી હોશિઆરી આવે છે ?

**સજ્જનસિંહ**—પણ મહારાજા ? એને બદલે સ્થિર જડ નિશાન સામાં રાખીને એથી ચતુરાઈ મેળવીએ તો ઉપલો હેતુ જળવાય અને હિંસા ન થાય.

**ચંદ્રસિંહ**—તમને હજુ આપણા વિદ્વાન પૂર્વજોની અકળ કળાની બરાબર માહિતી હોય એમ જણાતું નથી. ઉંડો વિચાર કરી તેમના બાંધેલા બંધારણનું બરાબર નિરિક્ષણ કરીએ છીએ તો તેમાં ઘણી જાતના લાભ સમાયલા હોય છે, પછી આળસ કે બેદરકારથી આપણે તેમની આજ્ઞાનુસાર ન ચાલીએ તો હેરાન થઈએ તેમાં નવાઇ નથી. આપણે હમેશાં કંઇ ઝાડ, પહાડ વગેરે જડ પદાર્થો સાથે લડવાનું નથી; પણ રાજ્ય અને પ્રજાનું સંરક્ષણ, આપણા જેવા જંગ બહાદુરોથી કરવાનું છે, માટે જે ઉડતાં પક્ષી અને દોડતાં પશુઓનો વધ કરવામાં હોશિઆર હોય તેજ જોરાવર શત્રુને સ્વર્ગારોહણ કરાવી શકે હમેશાં ઘણો પરિશ્રમ વેઠવાથી શરીર કસાય, બાહુબળ વધે, અનેક યુકિતઓ સુઝે, અને આપણા ઘોડાઓ પણ બરાબર કસાય.

**ગંભિરસિંહ**—હાજી. આપણા વડિલોની ખુબી અદ્દભૂત છે.

**ચંદ્રસિંહ**—પણ તેમાં નિરપરાધી પશુઓની હિંસા કરવી એ શૂરા ક્ષત્રિઓને છાજતું નથી સિંહ, વાઘ, આદિવિક્રાળ ક્રુર પ્રાણીઓની હિંસા કરવી એમાંજ શૂરાનું શૂરાપણ છે, અને ત્યાંજ ખરી કસોટી છે. આજ શિકાર ન મળ્યો, ને ન્યાયાસનપર બેસવાનો વખત થવા આવ્યો માટે ચાલો તાકીદે રાજધાનીમાં જઈએ, નહીંતો

રાણાજી ગુસ્સે થશે. (એવામાં સમરસિંહ દોડતો આવે છે તેને જોઈ ચંદ્રસિંહ પૂછેછે?

**ચંદ્રસિંહ**—કેમ પ્રિયસમર, સૌ ખુશી તો છે?.

**સમરસિંહ**—હાજી સૌ મંડળ ઇશ્વર કૃપાથી આનંદમાં છે, મગ રાણાજીએ આપને સત્વ બોલાવી લાવવા મને મોકલેલો છે.

**ચંદ્રસિંહ**—મારા ધારવા પ્રમાણે એવું કંઇ કામ નથી કે મને યાદ કરવાની અત્યારે જરૂર પડે, માટે ખરી બીના ઝટ કહી દો. (સમરસિંહ તમામ હકીકત નિવેદન કરે છે)

**ચંદ્રસિંહ**—શું ? રાણાજીએ મસ્કરીમાં પણ પોતની સ્ત્રી માની. તે મારી મા ન થાય ?

**સમરસિંહ—રાગ ગરબી.**

મારે ઘેર આવોને નંદલાલા એ રાગ.

વિચારીને વેણ વદો આપ, થશે તનમાંહી અતી તાપ. ટેક.
પૂરોહીત ભૂલ થઈછે ખરે, વિના આપ સ્વિકાર કોણ કરે. વિ૦
વરવા લેશ ખ્યાલ ન રાજાજી, શાને હવે જીકર કરો ઝાઝી. વિ૦
શ્રીફળ કહો પાછું કેમ જાપે, માંહોમાંહિ કલેશ ઘણો થાએ. વિ૦
રાણાજીને ખેદ થશે ભારી, ભવિષ્ય મને ભાસે ભયકારી. વિ૦

**ચંદ્રસિંહ— ગીતી**

મસ્કરિમાં પણ તાતે, કહી પત્નિ તે માત થાય મારી;
ક્ષત્રિ વચન નહીં ફરશે, ભલે વેઠવું પડે કષ્ટ ભારી.

( એમ કહી બધા શહેર તરફ વળે છે )

( પડદો પડે છે

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—રાણાજીની ખાનગી કચેરી.

(ચંદ્રસિંહ અને તેના સાથી પ્રવેશ કરેછે તેથી છડીદાર નેકી પોકારે છે.)

**ચંદ્રસિંહ**—સાષ્ટાંગ અભિવંદન બાપુ.

**રાણાજી**—ભાઇ, આજ કેમ આટલી બધી વાર થઇ? તમારૂં મુખારવિંદ હર્ષયુક્ત જણાતું નથી.

**ચંદ્રસિંહ**—ઘણો શ્રમ વેઠવા છતાં પણ આજે નિષ્ફળતા થઇ, તેથી જરા એમ જણાતું હશે.

**રાણાજી**—હજી તમે બુદ્ધિને દૃઢ કરી નહીં. નિષ્ફળતા પણ કોઇ વેળા થાય, એમાં કચવાવું શા માટે? દુઃખથી ડરવું નહીં ને હિંમત હારવી નહીં એ ક્ષત્રિ બચ્ચાનો ધર્મ છે. તમારો રીસાળ સ્વભાવ હજી મટયો નહીં. તમને કોઈનાથી કંઇ કહેવાતું નથી. જરા જરામાં ચીડાઇ જાઓછો એ ઠીક નહીં.

**ચંદ્રસિંહ**—બાપુ, હું રીસાળ નથી. એ શબ્દ મારે માટે તદન અઘટિત છે. એ ખરૂં કે મારાથી ગેરવાજબી સહન થઈ શકતું નથી, ને એ વખતે જરાક ગુસ્સો ઉશ્કેરાય છે.

**રાણાજી**—આ દુનિઆમાં વાજબી રસ્તે ચાલવું એ ઉત્તમ છે. પરંતુ તમે રાજા છો, તમારે કેટલાંક અવળ સવળ કર્યા વગર ચાલે નહીં. ને તેમાં છેક રાસ્તી પકડશો તે કેમ પાલવશે? જો કે હું વાજબીને ચાહનારો છું, તો પણ રાજ પ્રકરણી બાબતમાં સમયાનુસાર વરતવું, એ રાજનીતિનો મૂળ ઉદ્દેશ છે.

**ચંદ્રસિંહ**—પિતાજી ગમે તેવે સમયે ગેરવાજબી તે સદા ખોટુંજ છે.

**રાણાજી**—હાલ એ ચર્ચા પડી મુકીએ વળી બીજે પ્રસંગે આપણા વિદ્વાન શાત્રીઓ આગળ એ દલીલ મુકીશું, કે તેઓ અગાઉના નીતિનિપુણ મહારાજાઓના અનેક દાખલા સાથે ખરી વાત પૂરવાર કરી આપશે. હવે આ મંડોરગઢના રાઠોડ રાવ રણમલસિંહ પોતાની કુંવરીના વેશવાળ માટે શ્રીફળ તમને મોકલ્યું છે તે સ્વિકાર કરો

**ચંદ્રસિંહ**—તે મારાથી સ્વિકારાય તેમ નથી.

**રાણાજી**—તે કનોજથી ઉતરી આવેલા રાઠોડની કન્યા છે, આપણા માંડલિક રાજા છે, અને તમે તેમને સારી રીતે પિછાનોછો, તો હવે આનાકાની કરવા જેવું કંઇ નથી; વળી તે કુંવરી રૂપ લાવણ્યમાં શ્રેષ્ટ, બુદ્ધિમાન, ભણેલી, સગુણી, અને તમારાથી પાંચ વરશે નાની છે. તો મારા વિચાર પ્રમાણે કંઈ બાધ નથી.

**ચંદ્રસિંહ**—(સ્વગત) પીતાજીએ બધી તપાસ કરી લાગે છે. (ખુલ્લું હાજી, એ બધું હશે પણ (અટકી પડેછે)

**રાણાજી**—તો હવે શું પ્રતિબંધ છે? તે ઝટ કહી ઘો. (ચંદ્રસિંહ જવાબ આપતા નથી તેથી ચંદ્રસિંહનો મિત્ર બોલે છે.

**સજજનસિંહ**—શ્રીમાન મહાશય? યુવરાજ ચંદ્રસિંહને એમ ખબર મળી છે કે, આપ તે કન્યાને મશ્કરીમાં વરી ચૂક્યા છો, તો હવે આપજ સ્વિકાર કરો.

**રાણાજી**—મારા તે વખતના શબ્દો કેવળ આશ્ચર્યજનક હતા. તેમાં મારી કાંઇજ ઇચ્છા પ્રદર્શીત કરી નહોતી, તો એમાં ચંદ્રસિંહને શું માઠું લાગ્યું? હમણાંજ હું કહી ગયો કે, તેમનો રીસાળ સ્વભાવ હજુ મટ્યો નહીં.

**ચંદ્રસિંહ**—પિતાજી? આપે મશ્કરીમાં પણ સ્ત્રી ધારી, તે

મારી માજ. તો હવે કરોડો ઉપાયથી માની સાથે કેમ લગ્ન કરવાનું બને ?

**રાણાજી**—જરા વિચાર કરો ચંદ્રસિંહ ? વૃદ્ધાવસ્થાએ મારે લગ્ન કરવાનું હોય?

**ચંદ્રસિંહ**—ભલે તે બીજાને વરે, પણ મારાથી એક વાર માતા કહેવાઇ તે સ્ત્રી બને નહીં.

**રાણાજી**—ક્ષત્રિય રીવાજ પ્રમાણે આવેલું શ્રીફળ પાછું મોકલીએ તો બંનેનો યશ કલંકિત થાય છે.

**ચંદ્રસિંહ**—જો એમ હોય તો આપ સુખેથી લગ્ન કરો હું તેનો સુપુત્ર થઈ સુખ આપીશ

**રાણાજી**—પણ ભાઇ કંઇ વિચાર કર્યો? રણમલસિંહનો વિચાર મને આપવાનો નથી, કેમકે એક તો હું વૃદ્ધ, વળી તમે ગાદી પતિ છોજ, તો એનો દોહિત્ર ગાદી પતિ કેમ થઇ શકે ? ને તેની મુખ્ય મતલબ કેમ પાર પડે ?

**ચંદ્રસિંહ**—રાજગાદી ભલે તેના દોહિત્રને આપજો એમાં મારી સંપૂર્ણ સંમતી છે. હું તેનો શેવક થઇને રહીશ, તે આપશે તે ઉપર નિર્વાહ કરીશ, અને નહીં તો ક્ષત્રિય બચ્ચા માટે આખી પૃથ્વી પડી છે.

**રાણાજી**—જુવાનીના જોરમાં હઠીલાપણું કરી પાછળથી પસ્તાશો, માટે વિચાર કરો.

**ચંદ્રસિંહ—લાવણી**—( સવૈયા છંદની ચાલ. )

નથી જોઇતું રાજ માહરે, નથી જોઇતો ધન ને માલ;
એક વચનને કારણ ક્ષત્રી, ખરા થાયછે બૂરેહાલ.
રામ પિતાનું વચન પાળવા, ચૌદ વર્ષ સુધી વનવાસ·

રહીને કષ્ટો અંગે વેઠયાં, સુણતાં લાગે સહુને ત્રાસ.
ભીષ્મપિતાની ભીષ્મ ટેકશું, શીખ આપતી સહુને સાર?
એક ટેકને કારણ એણે, જન્મારો પાળ્યો બ્રહ્મચાર.
ક્ષાત્રમણિ વળી હરિશ્ચંદ્રને, જાણેછે સઘળો સંસાર;
મિથ્યા વચની લોભે જાશે, તે નરને લાખો ધિક્કાર.
સૂર્ય વંશમાં રામચંદ્રજી, એહવંશમાં હું નિવારણ;
બાપાકુળને એબ લગાડું, શું હું નર નહીં પત્થરપાણ?
માત માહરી મોઢે બોલ્યો, હવે શું કરવી તેને નાર?
દંતૂશળ પાછા નવ પેસે, વચન ખુએ તે કુળ અંગાર.
ભર્તૃહરિ ભગવાં નહીં છોડે, નહીં પશ્ચિમે થાય સવાર;
નહીં યુધિષ્ટિર બીજું બોલે, મિથ્યા વચની તેજ ગુમાર.
હઠ મેલીને હવે પિતાજી, શ્રીફળ ફેરો કરો સ્વિકાર;
રાઠોડી પરણો નિશ્ચિંતે, મિથ્યા શીદ લગાડો વાર.
વચન ટેક કયમ જાય તાતજી, જે ક્ષત્રિનો શુભ શણગાર;
વારવાર વદિયો વળી કહુંછું, માતા થઇ ને ન બને નાર.

**રાણાજી**—(પ્રધાન વગેરેને)—ભાઇઓ? એનો જુસ્સો નરમ પાડી કંઈક સમજાવો.

**ચંદ્રસિંહ**—બાપુ. આપ મારા શિરછત્ર છો, જન્મ દેનારછો, પૂજ્ય છો, આપનાથી કંઇ અધિક નથી, પણ હું એકલિંગજીના સોગન ખાઇને કહું છું કે મારું સર્વસ્વ જશે તોપણ મારૂં વચન અંતલગી સિદ્ધજ કરીશ.

**રાણાજી**— **લાવણી**—

અધબીચ મહોબત તોડી બે દરદી દિવાના—એ રાગ.

ગારી

પ્રિય ચંદ્રસિંહ, પ્રિય ચંદ્રસિંહ, તુ વેણુ વિચારી બોલ.
પસ્તાશો પાછળ ઘણું મનમાંહિ કરી જો તોલ—ટેક.
રાઠોડી સાથ (૨) વરવા મરજી ન લગાર
તુજ છતે એમ વિચારૂં તો, મુજ ધડપણમાં ધિક્કાર. પ્રિય
નથી જણાવિયો (૨) મગ શુદ્ધ દીલ વિચાર.
આ સ્હેજ મશ્કરી કારણે, હઠકરી મળો ન ખુવાર. પ્રિય
તજી ટિલાટપદ (૨) થઇ રાજ્ય પટાવત રહેશો.
રાઠોડી સુત રાજા થશે, તે તણો હુકમ શિર રહેશો. પ્રિય
કર કબૂલાત (૨) સૌ પ્રજા જન સમક્ષ.
"રાઠોડી સુત ગાદીપતી, હું સદા રહિશ તે પક્ષ" પ્રિય.

**ચંદ્રસિંહ**—તમામ વાત મારે કબૂલ છે. કરો લેખ ? લાવો સહી કરૂં ?

**રાણાજી**—(દિવાનપ્રતિ)—એ પ્રમાણેના લેખ કરી સર્વ મંડળ સમક્ષ સહી સાક્ષી કરાવો, કે પાછળથી વાંધો ઉઠે નહીં.

(દયાળશાહ લેખ તૈયાર કરી સર્વને વાંચી સંભળાવી સાક્ષી કરાવે છે)

**રાણાજી**—(ચંદ્રની અદ્દ્ભૂત ટકના વખાણ કરે છે.)

## રાગ આશાગોડી.

કામ છે દુષ્ટ વિકારી, અહાપ્રભૂ કામ એ રાગ
ભીષ્મ પ્રતિજ્ઞા તેં ધારી, અહો પ્રીય ભીષ્મ પ્રતિજ્ઞા તેં ધારી. ટેક.
રાજપાટ સુખ અળગું કરીને, ક્ષત્રિ ટેક કરી પ્યારી—અહોપ્રીય—૧
સતયુગ ત્રેતા દ્વાપર વિરસમ, કળિયુગ તુજ ચમત્કારી—અહો ૨
અમર નામ કર્યું આ અવનીમાં, ધામ ધરા તુચ્છકારી—અહો ૩
નથિ નિપજ્યો ખરે નહીં નિપજશે, વીર સમોવડતારી—અહો ૪

જગ વિખ્યાત આ વિરભૂમિની, કીર્તિ ધ્વજા તેં વિસ્તારી. અહો ૫

**દયાળશાહ**—ખરેખર રાજાધિરાજ ? આવો અદ્ભૂત ટેકધારીં ગાઈનાપૂત તો કોઈકજ હશે. આપને પણ અધિક ગુમાન ધરવાનું કારણ છેકે, આવાં પુત્ર રત્ન ઈશ્વરે આપને આપ્યાં છે. હવે કૃપા કરી નાળિએર સ્વિકારી ભૂદેવને રજા આપો તો સારૂં.

**રાણાજી**—(મડારના ગોરને નળિએર સ્વિકારીને)—ગોરમહારાજ? અહીં બનેલી તમામ વાત તમે નજરો નજર જોઈ છે, તે રણમલસિંહને કહેજો. અને વિશેષમાં એટલું કહેજો કે, લગ્ન તાકીદે જોવરાવી લખી મોકલે, એટલે તુરત ખાંડું મોકલાવીશું. નિરૂપાયે આમ કરવું પડયું છે એ અફસુસ કહેજો.

(એમં કહી બ્રાહ્મણને વિદાયગીરી દઇ કચેરી બરખાસ્ત કરે છે.)

(પડદો પડે છે)

---

## પ્રવેશ ૪ થો

### સ્થળ ચિતોડ દરબાર.

રાણાજી, મહાજનના શેઠીઆ વગેરે.

( રાણાજી સર્વ મહાજનને જોઇ પૂછેછે )

**રાણાજી**—કેમ સર્વ ખુશી છે ?

**કશરીલાલ શેઠ**—હા મહારાજ આપના શિતળ છત્ર નીચે સર્વદા આનંદ છે, પણ (એટલું કહી બંધ પડે છે).

**રાણાજી**—બીહીવાનું કંઈ કારણ નથી. જે માગણી હોય તે ખુશીથી કહો? શું કોઈ અધિકારી તરફથી કંઇ હરકત છે? છાની

રીતે કહેવાનું હોયતો ચાલો પાસેના ઓરડામાં.

**કરમચંદ**—નાજી. આપના આધિપત્યમાં અમને હરકત કરે તેવું કોઇ નથી.

**રાણાજી**—વ્યાપાર તો ઠીક ચાલેછેની ?

**રામચંદ્ર શુકલ**—મહારાજાધિરાજ? એ વાણિઆ ભગનું નામ નહીં પાડે, તો હુંજ કહું. આજે સમસ્ત પ્રજા એક દુઃખકારક વાત સાંભળી શોકસાગરમાં ડુબી છે. પોતાના અને આ વિરભૂમિના ગૌરવ રક્ષણ માટે તેમનાં મન શંકિત થયાં છે, અને ભવિષ્યનોભય નજરે જોવા લાગી છે.

**રાણાજી**—શું કોઈ શત્રુ ચડી આવેછે ? જો એમ હોયતો હજુ આ શરીરમાં જીવ છે ત્યાં સુધી કશો ડર નથી, વળી ચંદ્રસિંહએ બીજે રૂપે હુંજ છું, તો તમારૂં અને મેવાડનું નામ દેનાર કોણ છે?

**લક્ષ્મણ બારોટ**—( બધાની વતી આશિષ દેતા દેતા ઉભા થઈ બોલેછે. )

## કવિત.

ઉજ્વલ અનુપ યશ છાયો નભ ક્ષિતિપેં.
શત્રુન સમાજ હાક સુનકે થરકાત હે,
દુષ્ટકું બિહાલ અરૂ સજ્જન નિહાલ કર.
સૂર્ય બંસબીર જય ધ્વજા પરકાત હે,
સંકલ અરૂ મેરનકું, સૈન્ય શાહ દિલ્લીકું.
કરકે સંહાર યશ બાઢે સરસાત હે,
રૈયત પીર ભંજન અરૂ ભૂપનકે ગંજન.
બાપા કુલ મણિ દેખો લાખા સુહાત હે,

( એમ કહી બોલવા માંડેછે. )

મહારાજાધિરાજ, ગરીબપરવર આપ દીર્ઘાયુષિ થાઓ, પણ આપ હવે વૃદ્ધ થયા, ચંદ્રસિંહ પોતાની જાગીરમાં જશે, તો પછી મેવાડનું રક્ષણ કોણ કરશે? અમારે કોનો આધાર?

**રાણાજી**—પણ હવે નાહક દિલગીર શાને થાઓછો? ખુલ્લી વાત કહી ઘો, કે તેનો ઝટ નિકાલ થાય.

**લક્ષ્મણ બારોટ**—રાગ ઓખાહરણની ચાલ

ક્ષમા ચાહી સહુની વતી, કરૂં આપને નમ્ર વિનંતી;
ગત યૌવન આ શું કીધું?, સુધા ભક્તિતજી વિષ પીધું.
શું સાઠેરે બુદ્ધિનાઠી?, ખરે રાજ્ય દશા થશે માઠી;
ચંદ્રસિંહછે રાજ્ય આધાર, જતાં જાગીરે દુઃખનો ન પાર.
અરે રાજ્ય તણું હીનતાકો, કરી મનમાંહી વિચાર પાકો;
પ્રજા દાઝ અધિક ઉર ધરતા, સુખ દેવા સદાખ્યાલ કરતા.
ગયા શુભગુણ ક્યાં એ આપ?, ઉપજાવો નહીં સંતાપ;
પરણી રાઠોડી હર્યાં ભલે લાવો, ચંદ્રને નત્ર રાજ્ય તજાવો.

**રાણાજી**— ગીતિ—

નહીં રાખજી રોશ, સ્પષ્ટવચનથી વધ્યો અધિક ચાહ;
હાજી હા નવકોઈ, તમે રાજ્યના ખરા ખેરખાહ.
ફિકર રાજ્યની નાંહી, સદાય રાજા ચંદ્રસિંહ શાણો;
કર્યું કૃત્ય લાચારી, પુછિ પ્રધાનને પૂર્વ વાત જાણો.

**લક્ષ્મણ બારોટ**—ધન્યછે રાજાધિરાજ આપની ઉત્તમ વૃત્તિને? હવે અમારા મનને સંપૂર્ણ સંતોષ થાયછે. કે આપસરખા સુજ્ઞ કદરદાન મહારાજાએ અમારા અને મેવાડ ભૂમિના સંરક્ષણ માટે યુક્તિ પૂર્વક સુરચના યોજી હશેજ. ક્ષમા કરો દીન રૈયતના અપરાધ મહારાજા શ્રી.

**રાણાજી**—એમાં કંઈ ક્ષમા કરવાનું છેજ નહીં. તમારી વાસ્તવિક ફરજ તમે અદા કરીછે તેમાં માફી શું દેવાનીછે? ઉપર કહેવા પ્રમાણે પ્રધાન તમને સર્વ વાત વિદિત કરશે કે આ કૃત્ય મેં કેવી રીતે કરેલુંછે, અને તેમાં કેટલી વિટંબના સહન કરવી પડીછે. મેવાડની ઉજ્વલ કીર્તિને ઝાંખ ન લાગતાં ઉલટી વૃદ્ધિ થાય અને સંપસંપીને સર્વ મંડળ ચાલે એવી રીતે પાકો બંદોબસ્ત કરેલો છે, માટે નિભ્રાન્ત રહો અને કોઈ પણ જાતની ફિકર ન રાખો. ( સાભિવંદન કરી સર્વ મહાજન રજા લેછે. )

( પડદો પડેછે. )

---

## પ્રવેશ ૬ મો.

### સ્થળ મંડોરગઢનો દરબાર.

**રણમલસિંહ**—પ્રધાન બુદ્ધિધન? આપણા પુરોહિત મહારાજ શુભ કાર્ય સિદ્ધ કરવા મેવાડ ગયા હતા તેનું કંઇ જણાયું કે નહીં?

**બુદ્ધિધન**—તેમના પત્ર પરથી જણાય છે કે તેઓ આજ કાલમાં જરૂર આવવા જોઇએ.

( એટલામાં પુરોહિત પ્રવેશ કરે છે )

**જોધસિંહ**—(પુરોહિતને) કેમ મહારાજ ? કાર્ય સિદ્ધ થયું કે નહીં ?

**પુરોહિત**—(અપરાધી માફક ગાભરા બનીને) ક્ષમા કરજોમહારાજા.

**રણમલસિંહ**—જેવું હોય તેવું વિદિત કરો ? એમાં તમને શું હરકત છે ?

**પુરોહિત**—(ગદગદીત કંઠે સર્વ નિવેદન કરીને) રાજાધિરાજ?

એમાં કોઇનું કંઇ ચાલ્યું નહીં. ખુદ રાણાજી અને ત્યાંની સકળ રૈયતે લાચારી સાથે આ કૃત્ય કરેલું છે. ચંદ્રસિંહની રાજ હઠ કોઇ પણ પ્રકારે વિચલિત થઈ નહીં.

**બુદ્ધિધન**— અલબત્ત ? આ બનાવ જરા દિલગીરી ઉપજાવે તેવો તો છેજ, પણ ઈશ્વર સારૂંજ કરશે. હવે એમાં બીજું કંઇ બને તેમ નથી, કેમકે શ્રીફળ સ્વિકારનાર કંઇ જેવા તેવા નથી કે તેમાં આડું તેડું થઈ શકે. એતો બાઈ સાહેબના લેખ પ્રમાણે ઈશ્વરે જે કર્યું તે સારૂંજ માની લેવું.

**રણમલસિંહ—રાગ દેશની ખમાચ.**

( મોહે દેકે ફિટકાર ગયે સો તન હાર—એ રાગ. )

મમ પુત્રી સુકુમાર, નહીં યોગ્ય ભર્ત્તાર,
કરી દર અપાર, ફળ તેહ મળ્યું;
ઉર પીડ ઘણી, નવ જાય કહી. મમપુત્રી૦
કહ્યું વાર વાર, કર્યો નાંહી વિચાર,
વૃથા પુત્રી સંસાર, થયોરે ભાઈ
કરિ કૃપા કરતાર, હે સુખ સદા. મમપુત્રી૦

**ચાંપરાજ**— રાગ ઉપરનો.

તજને પીતા મન શોક, લાગે અઘટિત લોક
બન્યું થાએ ન ફોક, ધીરજ ધરો.
સહુ થાશે દિલગીર, મન મોદ કરો— તજને
લખ્યા વિધિએ લેખ, નહીં મીન કે મેખ,
પ્રભુ સુખદ ઉલ્લેખ, ઉરમાં ધારો;
થશે સુંદર સુત તો, રાગ ખરો— તજને

**રણમલસિંહ**—(મોટા પુત્ર જેધસિંહ)—ભાઇ ? આ વાત

સાંભળી કચેરીના તમામ માણુસો દિલગીર થાય છે, છતાં તમે ખુશ જેવા દેખાઓ છો તેનું શું કારણ ? શું ? તમારી બેનની આગમ વિપત્તિ તમને દૃષ્ટિગોચર થતી નથી?.

**જોધસિંહ**—બાપુ ? એ બધા ઉપર મેં ક્યારનોએ વિચાર કરી જોયો, અને તે ઉપરથી મને એમ લાગ્યું કે, આપ જેને દુઃખ ગાનો છો તેજ ઈશ્વર ઈચ્છાએ સુખરૂપ છે.

**રણમલસિંહ**—વયોવૃદ્ધની સાથે લગ્ન થતાં ભવિષ્યમાં શું સુખ મળવાનું ?

**જોધસિંહ**—બાપુ ? આ બધું આપણું ખાનગી મંડળ છે, માટે કહેવાને હરકત નથી, જો આજ્ઞા હોય તો કહું.

**રણમલ**—સર્વે રાજ્યના હિતચિંતક છે, અને આ દુઃખદ બનાવથી દિલગીર છે, તો તેમની ચિંતા દૂર કરો.

**જોધસિંહ**—રાણાજી, આપણા શિરોમણી, પરાક્રમી, ઉત્તમ કુલિન, રાજનીતિજ્ઞ અને પ્રજાપાલક, ધર્મીષ્ટ છો; તો એવા મહારાજાને કન્યા દઇ આપણે કૃત કૃત્ય થવું જોઇએ. ચંદ્રસિંહજી તેમના પિતા જેવાજ છે, પણ પોતાની તેજ પ્રકૃતિ હોવાને લીધે કોઈ વેળા રાજનીતિમાં સજ્જડ થાપ ખાય છે. રાણાજીની વય વૃદ્ધ છે, એ વાત હું સ્વિકારૂંછું; પરંતુ વૃદ્ધ મરે અને જુવાન બેસી રહે, એમ હાલના ચાલતા કાળ પ્રમાણે કંઈ નક્કી કહેવાતું નથી; વળી તેમણે હમણાં ઉપરા ઉપરી ત્રણ લડાઇઓમાં મેળવેલી જીતનો ખ્યાલતો કરો?.

**રણમલ**—ખરેખર ભાઈ ? આ વિચાર તો તમે છોકરાં સમજાવવા જેવા દર્શાવ્યા. કાળની વિચિત્ર ગતિ કોણ ના પાડેછે ? પણ તેટલા માટે શું ? હાથમાં દીવો લઇ કુવામાં પડવું એ કયો બુધ્ધિમાન સ્વિકારશે.

**જોધસિંહ**—પુરોહિતે કરેલી તમામ વાત ઉપર આપે યથાસ્થિત મનન કર્યું જણાતું નથી. વાત સાંભળી તુર્તજ ચિંતામાં ગરકાવ થયા, એટલે અન્ય વાત ખ્યાલમાં ન રહી, નહીં તો આપજ કહેત કે આ વાત ઉત્તમ અને ઘણી લાભદાયક બનેલી છે.

**રણમલ**—યુવરાજ જોધસિંહ ? હજુ સુધી કોઈના મનમાં સુખ કે લાભ પ્રદર્શિત થયો નથી. અને તમે તો વિચાર કરી ચૂક્યા છો, માટે હવે સર્વ ચિંતાગ્રસ્ત માણસોનાં મન શાન્ત કરો.

**જોધસિંહ**—(સરવેને સોગન દઇ)—આ વાત બહુજ છાની રાખવાની છે. જો જરા પણ ખુલ્લી થશે તો આપણા ભવિષ્યના ઉદયનો અસ્ત થતાં વાર લાગશે નહીં.

**સર્વસાથે**—અમે સોગન ખઇને કહીએ છીએ કે કદિ નિમકહરામ થઈશું નહીં.

**જોધસિંહ**—તમે બધાએ કેવળ વૃદ્ધા અને યુવાવસ્થા ઉપર વિચાર કર્યો, ત્યારે મારો વિચાર ચાલતી રાજનીતિને અનુસરતો થયો છે, તે એ કે; જ્યારે ચંદ્રસિંહે રાજ્ય હક છોડયો છે, અને આપણો દોહિત્ર મેવાડ પતિ થશે, ત્યારે આપણા રાજ્ય અને પ્રજાને કેટલો બધો લાભ થશે ? આ વાત નિઃશંક છે. પછી તો ઇશ્વરેચ્છા પ્રબળ.

**રણમલ**—(જોધસિંહનો ઉદ્દેશ સમજી જઇ)—સાબાશ ? તમે ઠીક તર્ક ઉઠાવ્યો ? ખરે, આપણને માંડલિક રાજાનું પદ તજી હવે મહારાજાધિરાજ પદ ધારણ કરવાનો વખત ઇશ્વર આપશે.

**જોધસિંહ**—આપ રહસ્ય સમજ્યા, તેને અનુસરીને ભેદ ખુલ્લો ન થાય તેવી રીતે, મારાં પૂજ્ય માતુશ્રી અને બેન સુંદરબાનું મન શાન્ત કરવાના ઉપાય લેશો, એમ મારી નમ્ર વિનંતિ છે.

**ચાંપરાજ**—બાપુ ? હવે રાણાજીના કહેવરાવવા પ્રમાણે જલદીથી લગ્ન જોવરાવી સત્વર તેમને ખબર કરવી જોઇએ.

**બુદ્ધિધન**—ક્ષમા કરશો મહારાજાધિરાજ નમ્ર શેવકના અપરાધ ? મને આપના તથા યુવરાજ જોધસિંહના વિચાર બિલકૂલ ગમતા નથી. કેવળ આપના અનિશ્ચિત્ સ્વાર્થને માટે, આપની સુકુમાર બાળાને દુઃખના ખાડામાં, નાંખવા માગોછો. પ્રથમથીજ પાપ બુદ્ધિ વાપરી અપકાર્ય સાધવું, એ ઘણું હાનીકારક છે. લાખાજીને ઘણા પુત્ર છે, અને મેવાડના વીરો જગત્ વિખ્યાત છે, તે શું? આપને મેવાડનો કારભાર કરવા દેશે ? કે મેવાડનું છત્ર ધરવા દેશે ? આવા સ્વપ્નવત્ મનસૂબા શું, આખર ખરા પડશે ? "ધર્મો જય અને પાપો ક્ષય" શું ચંદ્રસિંહ જવાથી મેવાડ નિષ્કંટક થશે ?

**જોધસિંહ**—(બુદ્ધિધનને) તમે જ્યારે હોય ત્યારે આવીજ નીતિ બતાવ્યા કરો છો, તેમાં શું, તમારી બુદ્ધિનું પ્રાબલ્ય છે?

**બુદ્ધિધન**—મારી બુદ્ધિ ગમે તેવી હશે, પણ આ ભવિષ્ય વાણી યાદ રાખજો કે, વખતે ચીતોડ લેવા જતાં મંડોર ખોઇ બેસતા નહીં? બેન; ભાણેજનું અકલ્યાણ ઇચ્છી શું તમે સુખી થવા માગો છો?.

**જોધસિંહ**—કૃષ્ણ જેવા મહાત્માઓને પણ છળ કપટ કરવાં પડયાં છે, તો એમાં મારો શો હિશાબ ?

**બુદ્ધિધન**—કૃષ્ણે શું ફળ કાઢયું ? કૌરવ પાંડવનું નિકંદન કરાવ્યું, અને આખરે પોતાના કુટુંબનો નાશ જોઈ અતી ખીન્નતા સાથે પોતે પણ સ્વર્ગારોહણ કર્યું. એવા મહાત્માઓની કળા અકળ છે.

**ચાંપરાજ**—હવે બંને જણ તમારી પંચાત બાજુપર મૂકી,

હવાઈ મહેલ બાંધવા છોડી દઇ, આ જોષી મહારાજ પધાર્યા છે, તો લગ્નનું નક્કી કરો.

**જોધસિંહ**—કેમ જોષી મહારાજ ? કયું લગ્ન અનુકુળ આવે છે ?

**જોષી**—હમણાં ટુંક મુદતમાં બે ચાર લગ્ન સારાં આવે છે, પછી તો વૈશાક માસ, સુધી રાહ જોવી પડશે. માઘકૃષ્ણ પક્ષની ૧૦ નાં લગ્ન સારાં છે, ચંદ્ર પહોચતો છે.

**જોધસિંહ**—ભલે એજ નક્કી કરો. બુધ્ધિધન ? ધવલમંગળ ગવરાવવા, ચોઘડીઆં બેસાડવા, મંડપ નાંખવા, અને કંકોત્રીઓ લખતા વગેરેની તાકીદે તૈયારી કરાવો.

(એમ કહી સર્વ વિદાય થાય છે.)

( પડદો પડે છે. )

---

## પ્રવેશ ૬ ઠ્ઠો

### સ્થળ—સુંદરબાનો મહેલ

**સુંદરબા**—સખી સુલોચના ? તમે પહેલાં વારંવાર આવી દર્શનનો લાભ આપતાં હતાં, પણ હમણાં થોડા દિવસથી મારૂં મન ચિંતાગ્રસ્ત રહેછે અને રાત્રિએ નઠારાં સ્વપ્ન આવે છે, તો દરરોજ બબ્બે ઘડી આવીને દીન સખીની ખબર લેતાં રહેશો તો મારૂં મન કંઈક શાન્ત થશે.

**સુલોચના**—(ગમ્મતમાં) બા, હવે પાંખ આવેલા પક્ષીની મિત્રતા શું કામની ? આપ ચિતોડની મહારાણી બની થોડા દિવસમાં પધારશો, તો હવે સ્નેહ બંધન મજબૂત કરી પાછળથી વિશેષ સં-

તાપ ઉત્પન્ન કરાવવા ચાહોછો ?

**સુંદરબા**—પ્રિય સુલોચના ? હજુ પુરોહિત કેમ ન પધાર્યા? ચંદ્રસિંહ મારો સ્વિકાર કરશે કે નહીં? એજ મારી ફિકરનું મધ્યબિંદુ છે.

**સુલોચના**—પુરોહિત ન આવ્યા હોય, તો આ ચોઘડીઆં શેનાં વાગે છે?

**સુંદરબા**—વાહ! સખીની ફરજ આવી છેકે? હવે જલદી તમામ વાત ખુલ્લી કર અને મારી ચિંતા ટાળ.

**સુલોચના**—(પોતે જાણતી હતી છતાં)—બેન સુશિલા? જરા ખબર કાઢની? આ ચોઘડીઆં શેનાં વાગે છે?

(સુશિલા ખબર કાઢી આવી શોકમય ચહેરે સ્તબ્ધ બની ઉભી રહેછે)

**સુંદરબા**—કેમ સુશિલા ? કોઇએ કંઇ કહ્યું તો નથી? આમ સજડ કેમ બની ગઇ છે? કંઇ માઠી ખબર તો નથી?

**સુશિલા**—કહેતાં મારી જીભ ઉપડતી નથી. આવી ખબર આપી, અન્નદાતાને દુઃખી કરવા કરતાં વિધાતાએ મને ન ઘડી હોત તો સારૂં.

**સુલોચના**—અરે ઘેલી ? બોલે છે કે બકેછે ? જો માઠી ખબર હોયતો ચોઘડીઆં કેમ વાગે ?

**સુંદરબા**—( સજળનેત્રે)—કાંતો આ હતભાગિનીને ચંદ્રસિંહે સ્વિકારી નહીં હોય? અને માબાપે સ્વેચ્છાનુસાર ગમે ત્યાં ચોકઠું બેસાડી દીધું હશે.

**સુલોચના**—સુશિલા ? તને ઈષ્ટના સમ્છે. ખરી બીના કહીદે.

**સુશિલા**—આપણાં બા સાહેબ, ચંદ્રસિંહનાં પ્રીય પત્નિ થવાને બદલે, તેમનાં માતુશ્રી થયાં છે.

( એ સાંભળી સુંદરબા મુર્છાંવગત થાય છે, ને એવામાં તેમની માતુશ્રી આવી પહોચે છે )

**ચંદ્રકુંવર**—( સર્વને ઉદાશ બેઠેલાં જોઇ )—કેમ સુલોચના? સર્વ ખુશીતો ખરાં ?

**સુલોચના**—પધારો માજી, નમન કરૂંછું. ( દાસી વગેરે સુંદરબાને જાગૃત કરેછે. )

**સુંદરબા**—( શરમાઈને ) માજી વદન કરૂંછું. સહેજ આંખ મળી ગઇ હતી.

**ચંદ્રકુંવર**—બેન અખંડ સૌભાગ્ય ભોગવો.

**સુલોચના**—દેવી તમારી આશિષ ફલિભૂત થાઓ, અને તેવોજ પતિ સુંદરબાને મળો.

**ચંદ્રકુંવર**—" માબાપ દે જાણી, પણ કરમ લે તાણી " એના જેવુંછે, બેન.

**સુલોચના**—માબાપ તો દીકરીનું કલ્યાણજ ચાહે. " દીકરીને ગાય દોરે ત્યાં જાય " આપણા દેશમાં માબાપ એજ, કન્યાના સુખ દુઃખનાં વિધાતારૂપ છે.

**ચંદ્રકુંવર**—પણ તમે પ્રારબ્ધનું પ્રાબલ્ય કેમ ગણકારતાં નથી ?

**સુલોચના**—માબાપે સારૂં જોયું હોય, તેમાંથી બૂરૂં થાય તો દીકરીનુ નસીબ; પણ માબાપ કોઈ પણ કારણથી દેખીતુંજ દુઃખખાડામાં હોમવા જેવું કરે, તેમાં નસીબ શું કરે ?

**ચંદ્રકુંવર**—એવાત ખરી છે. તમારે મોઢેથીજ નસીબની સરસાઇ હું કબૂલ કરાવીશ. જુઓ ?. આપણી સુદરબાનાં લગ્ન ચંદ્રસિંહજી સાથે કરવાનો પકકો નિશ્ચય કરી, પુરોહિતને મેવાડ મોકલ્યો હતો, તેમાં બાનાં પ્રારબ્ધયોગે ચંદ્રસિંહે રાજહઠ પકડી, તેથી

આખરે રાણાજીએ શ્રીફળ સ્વિકારી આપણું માન સાચવ્યું.

**સુંદરબા**—( એકાએક જરા ક્રોધથી )—ગાજી ? આતો ચોરીમાંજ અપશુકન જેવું થયું. આને બદલે કોઇ નાના રાજ્યનો ધણી મળત તોપણ શું ? દુનિઆમાં સ્ત્રી જાતને સૌથી પહેલું સુખ પતિનુંજ જોઈએ.

**સુલોચના**—બેન. હવે નાહક મનમાં ખેદ લાવવાની જરૂર નથી. બનવાનું હતું તે બની ગયું. એ સિંહનો શિકાર કોઇ ક્ષત્રિઅઓ પાછો છોડાવી શકે તેમ નથી. મંડોરના કિલ્લાની ઈંટ પણ ન રહે, માટે હવે ઈશ્વર ઉપર આધાર રાખો.

**સુંદરબા**— **ગરબી**

ઓધવજી સદેશો કહે જો—એ રાગ લાંબાસ્વરે

ભવતારક દુઃખટાળક પાળક શ્રી હરી,
શુંય કર્યા મેં પૂર્વ જનમમાં પાપજો;
હિતતાકી પોતાનું નાંખી દુઃખમાં,
વૃદ્ધપની સાથે પરણાવી તાતજો.— ભવતાર. ૧
પિયુ પત્નિની જોડ ભગાવી મેં હશે,
વત્સમાતનો કરિયો પૂર્વ વિયોગજો;
મનમાંની મનમાં રહી ગઇ મુજ ધારણા,
વિચિત્ર છે સખી કર્મતણાં સંયોગજો.— ભવતાર. ૨
સરખી જોડ વગરનો આ સંસારમાં,
લાવો નવ લેવાયે કદિ નર નારજો;
રાજ્યપાટ સુખ એથી ઓછું હું ગણું,
પામત જો હું ચંદ્રસિંહ ભરથારજો.— ભવતાર ૩
મન કે તનની એકે જોડે ન્યનતા,

તન મન બંને જુદાં ત્યાં શી લાવજો;
ઇંદ્રપુરી સમ વૈભવ મળવે શુ થયું,
નિર્વિઘ્ને કેમ ચાલે કહો આ નાવજો.— ભવતાર ૪

**સુલોચના**— રાગ ગાઢ—

બાઈ શોક મિથ્યા નવ કરો, પ્રભૂ પાડ માનો મન—ટેક
લક્ષસમ શૂરવીરને વળી, બંકો રાણો જોઉ;
અનુપમ છે નીતી રીતીમાં, તમે પામીઆં પતી તેહરે-પ્ર૦ ૧
ઉમ્મર સામું નવ જૂઓ બાઈ, બળનો લાવો ખ્યાલ;
થાપ દઈ મેર સકળોને, દિલ્લી સૈન્ય બે હાલ.— પ્ર૦ ૨
સિંહ સમ એ રણમાં ઘૂમે, સૂર્યવંશી વીર;
પ્રૌઢ પરતાપી રાજવી એ, નહીં જોડી રણધીર- પ્ર૦ ૩
આપુ અદકી વધાઇ હજુ, છોડો મનનો તાપ;
આપ પુત્રને રાજ્ય મળશે, છાપી કાગળ છાપરે— પ્ર૦ ૪

(સુંદરબાનું સમાધાન કરવનું કહી ચંદ્રકુંવર વગેરે વિદાય થાય છે.)

( પડદો પડે છે)

---

## પ્રવેશ ૭ મો.

### સ્થળ—મંડોરનો રાજ્ય દરબાર.

**રણમલ**—કેમ બુધ્ધિધન? મહેમાન પરોણાની બરદાસ્ત લેવા સંબંધી બરાબર બંદોબસ્ત કર્યો કે નહીં. ?

**બુધ્ધિધન**—હાજી ઘણા ખરા મહેમાનો આવી ગયા છે.

**જોધસિંહ**—(રણમલસિંહને)—બાપુ? તેમના ઉતારા વગેરેનું કામ ચાંપરાજને સોંપેલુંછે. રાણાશ્રી તરફથી ખાંડુ લઈ આવનાર-

માં મુખ્ય રઘુદેવજી છે. તેમને આપણો ઉત્તર તરફનો મહેલ ઉતારા-ને માટે આપેલો છે.

**રણમલ**—સૌથી સારી રીતે બરદાસ્ત લેજો. કશી વાતની ન્યૂનતા પડવા દેશોમાં. આવે વખતે પાંચ પચીસ સામું ન જોતાં ફક્ત કીર્ત્તિ ઉપર મુખ્ય નજર રાખવાની છે. ભાટ ચારણ, વિદ્વાન, કવિ, ગવૈયા, ખેલાડી, વગેરે મંડળને પણ ખુશ રાખજો.

( રઘુદેવજી પ્રવેશ કરેછે, તેમને સૌ સભાસદો નમન કરી મુખ્ય આસને બેસાડે છે. )

**રણમલ**—(રઘુદેવ પ્રતિ)—આપ આ શુભ અવસર ઉપર પધાર્યા, તેથી અમે અત્યાનંદ પામ્યા છીએ. આપની ચોતરફ ફેલાએલી સુવાસ જોઈ અમારૂં મન ઘણું પ્રફુલ્લિત થાય છે.

**રઘુદેવજી**—આપ સુજ્ઞ છો એટલે એમજ કહો. મારા પિતાજીએ તથા વડીલ ભાઈ શ્રી ચંદ્રસિંહજીએ આપના કુશળ સમાચાર પૂછયા છે, અને મને હુકમ છે કે જેમ બને તેમ જલદીથી આવવું, સંકલ લોકોનો જરા ભય છે માટે રસ્તામાં મુકામે મુકામ બબ્બે હજાર સિસોદીસિંહ રાખવા પડ્યા છે, અને થોડુંજ સૈન્ય લઇ હું અહીં હાજર થયોછું. આપની બરદાસ્ત અને યુક્તિપૂર્વક કરેલી ગોઠવણથી અમારા માણસો બહુજ ખુશ થયાછે. હવે કૃપાકરી વેળાસર રજા આપો તો સારૂં.

**જોધસિંહ**—અમે આપની ઇચ્છા મુજબજ વરતીશું, આપને જ્યારે અનુકુળ આવે ત્યારે શુભ મુહુર્ત્ત વગેરે જોવરાવી ખબર કરશો કે અમે અમારાં બેનને વળાવવા વગેરેની તૈયારી કરી રાખીએ.

**સમરસિંહ**—આજનું મુહુર્ત ઘણું સારૂં છે, રાણાજીનો હુકમ પણ આજેજ નિકળવાનો હતો, માટે જો કંઇ ઢીલ થશે તો રા-

ણાજી પોતે અથવા ચંદ્રસિંહજી વગેરે લશ્કર લઇ સામા આવવાની પંચાતમાં પડશે, વળી આગલા મુકામોએ મૂકેલું સૈન્ય, આજ સાંજે અમને અહીં આવી મળશે, તે આવી મળતાંજ અમે નિકળીએ તો સારૂં

**જોધસિંહ**— ભલે આપની ઈચ્છા. બે દિવસ વધારે રોકાઇ દર્શનનો અધિક લાભ દીધો હોત તો ઘણું સારૂં, પણ વચમાં જરા અડચણ જેવુંછે, તેથી ખેચ કરવાને લાચાર થઇએ છીએ, હું હવે સર્વ તૈયાર કરૂંછું. ( એમકહી વિદાય થાયછે. )

**રઘુદેવજી**—રાણાજીનો હુકમ ત્રયોદશીની સાંજે અહીથી ઉપડવાનો હતો, વળી સર્વ સમારંભ ઇશ્વર કૃપાએ નિર્વિઘ્ને પાર પડયો છે, તો હવે વેળાસર રાજધાનીમાં પહોચીએ એજ ઉત્તમ લાગેછે.

**રણમલસિંહ**— સંકટનો ભયતો હવે મટી ગયોછે.

**રઘુદેવજી**—એ ખરૂંછે, તેમની હાર થયા પછી તેઓ મૈત્રિ બાંધવા વિનતિ કરેછે, તોપણ ક્ષત્રિએ અસાવધ રહેવું એ નુકસાન કારક છે. ગઇ આબરૂ પાછી આવતી નથી.

**રણમલસિંહ**—આબરૂને માટે મેવાડે શું નથી કર્યું ? ધન્ય છે ચિતોડ ભૂમિને, અને ધન્યછે બાપા રાવળને ? શું ? એક પુત્ર પણ કુપુત્ર ન નીવડે? આખો પરિવારજ શૂરો, યશસ્વી, ટેકી ને મહત્વાકાંક્ષી.

( જોધસિંહ આવેછે. )

**જોધસિંહ**—(રઘુદેવજીને)—મહારાજ, સર્વે તૈયાર છે. માટે પધારો. ( સર્વ વળાવવા ભાગોળે જાયછે.)

**રણમલસિંહ**—ક્ષત્રિકલંક કેમ લેશેરે—એ રાગ—

કુળ દીપક બાપાવીર. સુંદર સોંપું તમનેરે

મૂઝાતાં દેશો ધીર, સુંદર સોંપુ.
છો વિવેકના ભંડાર, સુંદર સોંપુ.
નવ સદ્ગુણ ખામી લગાર, સુંદર સોંપુ.
નહીં જાણે રૂડી રીતભાત, સુંદર સોંપુ.
હજુએ છે બાળ અજ્ઞાન, સુંદર સોંપુ.
વધુ કહેવાની નથી જરૂર, સુંદર સોંપુ.
ટુંકમાં ઘણું સમજો છો ઉર, સુંદર સોંપુ.

**રઘુદેવજી**—ઠુમરી બરવાની
શરદ રેંન ઝુક રહી બન મેં સો મોરલી અધર ધરેરે—એ રાગ
ફિકર કરો નવ તમ પુત્રિની, પૂજ્ય અમારાં માતરે—ટેક.
નહીં નહીં સીસોદી કુળમાં, પિતૃ ભકિત હીણ થાયરે.
લેશ ન્યૂનતા આવે તેમાં, પડિ જાણો જાતમાં ભાતરે— ફિકર.
મયુર ઇંડને ચીતરવાં શું? કુદરતથી વિખ્યાતરે.
સુંદરબામાં હોય ન ખામી, પુર વિવેકી માતા તાતરે.-- ફિકર

એમ કહી સર્વેને કસુંબો પાય છે.)
(પડદો પડે છે,)

———o———

## પ્રવેશ ૮ મો.

### સ્થળ—મંડોરના ગોંદરાનો તંબુ.

ચંદ્રકુંવર, સુંદરબા વગેરે જનાના મંડળ.

**સુલોચના**— **ગઝલ**
જપાવો સીતમકું સજાવાર હું.—એ રાગ
પ્યારાં બેન મૂકીને જાઓ તમે, ખરે દુઃખ દરિઆમાં પડ્યાં અમે;

બની પાટરાણું વિસરશો વહાલ, અહીં આપ વિરહથી થાશે બેહાલ;
અરે અન્ય આધાર કોનો ધરૂં વીનાબાઈ આપ હું ઝુરી ગરૂં.
આશે અતી આપતણો આ વિયોગ, માગુ પ્રભૂપાસે કરાવે સંયોગ;
જો જો આવો ધાડો વિસરતાં પ્રેમ, પધારો સુખે ચાહું કૂશળ ક્ષેમ.

**સુંદરબા**—રાગ ઉપરનો

સખી પ્રિય સૂલોચના છે પ્રણામ, લખી પત્ર દર્શન દૈ ફરમાવો કામ;
મને તારા વિરહથી દુખ બહુ થાય, પતી ગૃહ જાવું નહીં રે ઉપાય.
સદા સૂખ દુખમાં તું લેનારી ભાગ, કરૂં નિરૂપાયે અરે તારો ત્યાગ,
કદી તસ્દી લઇ આવજો મુજગમ, વિરહ શાન્તી કરિ દીલ ખોલું તમામ;
માતા મારી કરશે તમારી બરદાસ, ઓસ્છું લાવી મનમાં ન થાઓ ઊદાસ.

**ચંદ્રકુંવર**—બેન સુલોચના ? પ્રેમની ગાંઠ એવીજ છે. ઘણા દિવસનો સુદૃઢ થયેલો પવિત્ર પ્રેમ, આવે વખતે અતી ક્લેશનું કારણ થઇ પડે છે. મેં જેને આંખથી જરા પણ અળગી કરી નથી, તેને વાત્સલ્ય પ્રેમ તોડી હમેશની પરાધિનતામાં હમેશને માટે હું દેશાંતરે મોકલું છું!

(આમ કહી રડી પડે છે, તેથી સુંદરબા વગેરે શરમનાં માર્યાં પોતાનાં અશ્રુ રોકી રહ્યાં હતાં તે પણ એકદમ રડી પડે છે.)

**નગરશેઠાણી**—મહારાણી શ્રી, સુંદરબા, ? હવે રૂદન છોડી વેળાસર તૈયાર થાઓ. કન્યા રત્નો પરાયાં ઘર દીપાવવા માટેજ બનાવેલાં છે. ગરીબ કે તાલેવર, રાય કે રંક, સર્વની વહાલી કન્યાઓ, મોટી ઉમરે શ્વસૂરપક્ષમાં પરાધિન રહીનેજ અખંડ સુખ માણે છે, અને તેને લીધેજ કહેવત ચાલે છેકે—" બાપના ઘરની પાલખી કરતાં સસરાના ઘરની સૂળી સારી " પરંપરાની રીત ચાલી આવે

છે, તો તેને માટે મિથ્યા શોક શાને કરો છો ? રઘુદેવજી તરફથી ખબર મળી છે હવે તાકીદ રાખો, હવે હળીમળી રજા દો.

**ચંદ્રકુંવર**—(દાસીને) સુશિલા ? હવે આ સુંદરબા તને સોંપુછું. તમે બધાં એના સુખ દુઃખમાં ભાગ લઇ સંભાળ રાખજો, હું તો હમેશને માટે વિયોગી થાઉં છું. બેન સુંદરબા ? પત્ર લખી જોઈએ તે મંગાવી લેજો. થોડા દિવસ પછી હું ચાંપરાજ કે જોધસિંહને ખબર કાઢવા મોકલીશ. (સુંદરબાની આંખમાં આંસુ ભરાઇ આવવાથી જવાબ દઇ શકતાં નથી. )

**સુલોચના**—પ્રિય સખી ! હવે છેલ્લી વારનું પ્રેમાલિંગન આપો? અપરાધ ક્ષમા કરજો, ને પત્ર દ્વારાએ આ દીન સખીની ખબર લેતાં રહેજો—(એમ કહી ગદગદીત થઈ મળી લે છે.)

**ચંદ્રકુંવર**—મારી આંખની કીકી, હૈયાના હાર, પ્યારી પુત્રી આવ આપણે છેલ્લી વારનાં મળી લઈએ બંને મળે છે. (ચંદ્રકુંવર પોતાની પુત્રીને ગળે હાથ નાંખી શિક્ષા આપે છે.)

**ગરબી.**

સૈયર દુઃખ શું દાખવું—એ રાગ

પ્યારી પુત્રી તું જાય છે, નહીં વિસરે વહાલ;
ઉત્તમ કુળ રીતિતણો, ધરજો મનમાં ખ્યાલ—પ્યારી ટેક
પૂર્વ જન્મ સંયોગથી, પામ્યાં ભરથાર જેહ;
જાણી સર્વસ્વ આપણું, અર્પણ કરવો દેહ—પ્યારી. ટેક
હળિમળિ સૌ સાથે ચાલજે, રહી ખટપટથી દૂર;
કુશળ રહી નિજ કામમાં, ધરવોમદ નવ ઉર—પ્યારી.
ઘટે જેહને જેટલું, દઈને તેટલું માન;
રંક દુઃખ મટાડીને, દેવું દીનને દાન—પ્યારી.

રાણા પુત્ર છે સદગુણી, ખરા તુજ આધાર;
મર્યાદાથી વરતીને, સાચવજે તું ભાર—પ્યારી.
પતિવ્રત સાડી પહેરીને, સજવો શિયળ શૃંગાર;
ઉત્તમ ધર્મ એ નારિનો, સદા સુખ દેનાર—પ્યારી.
વાતો વીધ વીધ તું ભણી, રૂડાં શાસ્ત્રની સાર;
થોડામાં સમજી ઘણું, શીખ મન માંહી ધાર—પ્યારી.

સુંદરબા— તોટક છંદ

નહિં ગાત તમે ઉર ક્લેશ કરો, શુભ અશિષ દૈકર શીષ ધરો;
પતિ વૃદ્ધ છતાં સુખ પામુ ઘણું, ફળ સુંદર પાગિ સુભાગ્યતણું;
અતિ પ્રિત થકી પતિ ઇશતણી, શુભ સેવ કરૂં નિજ પ્રાણગણી.
વરતીશ સદા ચરણે હું સદા, નહિં નીતિ તજું કુળનીજ કદા.

(એમ કહી સર્વે હળીમળી દિલગીરી સાથે જુદાં પડે છે.)

(પડદો પડે છે)

**અંક ૨ જો સમાપ્ત.**



## અંક ૩ જાનાં પાત્રો.

---

**લાખાજી**—મેવાડના રાણા.

**ચંદ્રસિંહ**—લાખાજીના ટિલાટ કુંવર.

**દયાળશાહ**—મેવાડના દિવાન.

**ગંભીરસિંહ** }
**સમરસિંહ** } ચંદ્રસિંહના ખાસ સાથી.

**સુંદરબા**—લાખાજીનાં નવાં પટરાણી. (રાઠોડી)

**સુશિલા**—સુંદરબાની દાસી.

**મોકળસિંહ**—લાખાજીનો પુત્ર. (રાઠોડીનો)

એ સિવાય મહાજનશેઠ, દાસીઓ, યોગીરાજ, ગણિકા વગેરે.

# અંક ૨ જો.

---

## પ્રવેશ ૧ લો.

---

### સ્થળ—મેવાડનો દરબાર.

**લાખાજી**—કેમ યુવરાજ ચંદ્રસિંહ? દિવાને બંધાવા માંડેલાં નવાણુ અને કિલ્લા તમે દૃષ્ટીગોચર કરી આવ્યા કે નહીં ?

**ચંદ્રસિંહ**—હા બાપુ. હું ફેરીને માટે નીકળ્યો હતો, ત્યારે તે સર્વે જોયાં છે. શીલ્પ શાસ્ત્રીઓની ચાતુરી અદ્ભૂત છે. તેની અંદર જે ગોઠવણો કરી છે તે, નજરે જોવાથીજ ખરા ખ્યાલમાં આવી શકે તેમ છે. કામ અવર્ણનીય છે. ગમે તેવા પ્રબળ રિપુને પણ એક કિલ્લો તાબે કરતાં અતી સંકટ વેઠવું પડે તેમ છે.

**રાણાજી**—દયાળશાહ ? કર માફ કર્યો ?

**દયાળશાહ**—હાજી. એથી તમામ રૈયત આપની સુખદાયક રાજનીતિ અને પ્રજા પ્રેમનાં ઘણાં વખાણ કરેછે.

**ચંદ્રસિંહ**—બાપુ ? જ્યારે હું આપણા રાજ્યમાં ફરવા ગયો હતો, ત્યારે રૈયતે જે ઉત્સાહ અને વફાદારી બતાવી છે તે આશ્ચર્યજનક હતાં. આપણી પ્રજા જેવી માયાળુ, નીતિમાન, અને વફાદાર પ્રજા બીજે ભાગ્યેજ હશે.

**પુરોહિત**—(ચંદ્રસિંહપ્રતિ) પ્રજા જે પ્રેમ બતાવે છે તે રાણાજીના પ્રેમનીજ પ્રતિછાયા છે.

**રાણાજી**—મારૂં કર્ત્તવ્ય હું કરી ચૂકયોછું, હવે વહાણ કિનારે આવી ચડયું છે; માટે પ્રજાને સંતોષી, સુખી, અને રાજ્યભકત રા-

ખવી એ યુવક ચંદ્રસિંહનું કામ છે.

( એવામાં દાસી પ્રવેશ કરે છે. )

**દાસી**—( ચંદ્રસિંહને )—મહારાજ ? આપનાં નવી માતુશ્રી રાઠોડી માને પુત્ર પ્રસવ થયો છે.

**ચંદ્રસિંહ**—( પોતાના ગળામાં પહેરેલો હીરાનો હાર દાસીને બક્ષીસ કરીને ) દયાળશાહ ? પાટવી કુંવરના જન્મોત્સવ વેળા જે મહોત્સવ થાય છે, તેથી પણ આજે અધિક ઉત્સવની તૈયારી કરો, અને મારી ખાનગી ત્રીજોરીમાંથી દસ હજાર રૂ. લઇ ગરીબ ગરબાંને દાન દો, કે મારો ભાઈ આશિષ પામી દીર્ઘાયુષી થાય.

**રાણાજી**—( ચંદ્રસિંહનું અતી આલ્હાદ મન જોઇ વિસ્મય પામી)—એટલું બધું કરવાની કાંઈ જરૂર નથી, સાધારણ ધામધૂમ કરો.

**ચંદ્રસિંહ**—બાપુનો ધર્મ બાપુ બજાવે છે તેમ મારે પણ મારો ધર્મ બજાવવો જોઇએ.

**ગઝલ.**

સુનો મેરે યાર પરદેશી બચન કેસે નિભાવોગે—એ રાગ.

ખુશાલી દીલમાં ભારી, પ્રભૂએ દીધ તક સારી. ટેક
કસોટી ટેકની થાશે, સહજ ભ્રાન્તી સહુ જાશે;
અટલ મુજ નેમ સચવાશે, પ્રભૂએ દીધ તક સારી. ૧
થયો સાફલ્ય જન્મારો, બન્યો આ યોગ બહુ સારો;
અચળ મુજ નામ કરનારો, પ્રભૂએ દીધ તક સારી. ૨
દ્વીજોને દાન તો આપો, ગુનેગારો સજા કાપો;
ખુશાલી રાજ્યમાં વ્યાપો, પ્રભૂએ દીધ તક સારી. ૩
કૃપાળૂ કષ્ટ સૌ કાપે, ચિરાયૂ ભ્રાતને આપે;
પટાવત મૂજને થાપે, પ્રભૂએ દીધ તક સારી. ૪

**દયાળશાહ**—( ચંદ્રનાં વખાણ કરે છે. )

### ગીતિ.

અહા ચંદ્ર વિર સરખો, કળી કાળમાં થયો નહીં થાશે.
પ્રકટ થતાં સહુ ભાગી, સહજ ગ્લાનિ નહીં ખમણો હુલ્લાસે.!!
રાજ્ય જાય દુઃખ નાંહી, વચન સત્યતા થતાં હર્ષ કેવો.!!
ખરે ખરો દેવાંશી, રામચંદ્ર ને હરિશ્ચંદ્ર જેવો.

**ચંદ્રસિંહ**—બાપુ ? આ જોષિરાજ પધાર્યા, હવે લગ્ન સિદ્ધ કરાવો.

( જોષિરાજને આજ્ઞા કરેછે તેથી પંચાંગ તપાસવા મંડી જાય છે. )

**જોષિરાજ**—રાજાધિરાજ ? મેષ લગ્ન આવે છે. સ્વામી મંગળ તે દસમે ઘર છે. રાહુ પણ દસમે છે. ધનના બ્રહસ્પતિ છે. આયુષ્ય ભવનમાં શની છે. સહજ ભવનમાં બુધ અને શુક્ર છે. ગ્રહ બહુ ઉત્તમ છે. સિસોદીય વંશની પરંપરા પ્રમાણે કુંવરજી પણ ભાગ્યશાળી અને અતી પરાક્રમી થશે, અને આયુષ્ય પણ સારૂં ભોગવશે. સિંહ રાશીના ચંદ્ર છે એટલે નામ **મ** ઉપર પડશે.

**ચંદ્રસિંહ**—જોષિબાવા ? મોકળસિંહ નામ રાખો ત્યારે ?

( સર્વજણે તે કબૂલ રાખ્યું. )

**દયાળશાહ**—મહારાજ ચંદ્રસિંહજી? આજ્ઞા કરો તો હવે પાસેના આવાસમાં બેઠેલી ગણિકા નૃત્ય કરે ? ( ચંદ્રસિંહ આજ્ઞા કરેછે, ને ગણિકા આવી નાચ કરી ગાયન શરૂ કરેછે. )

### ઠુમરી.

મોહન રસિયો આયે બગિયાં મે—એ રાગ.

હિંદ તણાં સહૂ રાજ્ય નિહાળ્યાં, લક્ષ સમોવડ કોઇ નહીંરે— ટેક.
પૂરણ સુખ છે રૈયતમાંહી, શાન્તિ અધિક તો વ્યાપિ રહીરે-હિં૦

નીતિ નિપુણતા ધર્મની ધિરતા, શૂરની વાત ન જાયે કહીરે–હિં૦
શત્રુ સબળ જેણે નિર્બળ કરિયા, ઉજ્વળ કીર્ત્તિ આપ લહીરે–હિં૦
ચંદ્રસમાં જેને પુત્ર રતન છે, ઉત્તમ ક્ષત્રિ વટ ઉરે ગ્રહીરે—હિં૦
ગુણના ગ્રાહક સજ્જન સ્હાયક, તખ્ત વસો જૂગ જૂગ સહીરે–હિં૦

( ખુશાલીમાં ભાગ લઇ, ગણિકાને બક્ષીસ દઇ સર્વ કચેરી બરખારત થાય છે. )

( પડદો પડે છે. )

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ–ચીતોડનો એક બાગ.

**રાણાજી**—યુવરાજ ચંદ્રસિંહજી ? મેઘરાજા તો કેવળ પરમેશ્વરજ છે. આ ઠેકાણે તેની અદ્ભૂત લીલાનું ભાન થાય છે.

**ચંદ્રસિંહ**—હા બાપુ. એની કૃપા વિના રાજા તે રંકજ છે. એક વર્ષ અનાવૃષ્ટિ થાય તો પ્રજા અને રાજા બંને મહાન્ વિપત્તિમાં આવી પડે.

**દયાળશાહ**—મેવાડના પુન્ય પ્રતાપે ઇશ્વર કૃપા છે. કોઈ વખત દુકાળનુ મોં જોયું નથી, પણ આપણી ઉત્તરે મરૂ પ્રદેશમાં તો તેણે નિવાસજ કર્યો જણાય છે.

**રાણાજી**—પેલો વૃધ્ધ કે જેની પાસે એક લંગોટી શિવાય બીજું કંઈજ નથી, એને અહીં બોલાવો.

( સમરસિંહ બોલાવી લાવેછે, ને બધા ઉભા થઈ નમન કરી આસન આપેછે. )

**દયાળશાહ**—આપ કોણ છો ? યોગી, ૠષિ, યતિ કે ફકિર ?

**યોગીરાજ** **ગઝલ**

સજન કે હાથમેં તોતા, કભુ હસતા કભૂ રોતા—એ રાગ.

નથી રાગી હું વીરાગી, નહીં સંસારી કે ત્યાગી.
યતી યોગી ન સંન્યાસી, નહીં રૂપીરાજ વનવાસી;
નહીં પંચ ભૂત કે જગત, નહીં ગુરૂ કે નહીં ભક્ત;
નહીં હું ઘ્રાણુ[1] કે કર્ણુ, નહીં જન્મ નહીં મર્ણું;
વરણ ચારે નહીં મારા, નહીં ઇંદ્રિય મન પ્યારાં;
નહીં ક્રોધ લોભ કે કામ, નહીં ગૌર નહીં શ્યામ;
નહીં માત તાત કે ભ્રાત, અખંડ એક આપ સાક્ષાત;
સદા હું એક અવિનાશી, નહીં મુક્તિ બંધની પ્રાંશી;
નહીં આ સ્થૂળ તે તો હું, જગતનું મૂળ તે તો હું;
અસ્તિ[2] ભાતી[3] ને પ્રિયરૂપ, સકળમાં વ્યાપ્ત જગભૂપ;
અચ્યુત અહમેવ હું જાણું, સકળ વસ્તૂને સગ જાણું;
તન, મન, ધન સ્વપંન, જન રટણ મથન;

**રાણાજી**—આપની પાસે કંઇ અન્ન, વસ્ત્ર, કે જળપાન માટે કમંડલૂ પણ નથી એ શું ?

**યોગીરાજ—** **ચોપાયા છંદ**

ગામે ગામે ધર્મશાળ છે, ઝરણે ઝરણે પાણી;
ભિક્ષા માગે અન્ન મળે છે, વૈભવમાં શું ખામી?

**રાણાજી**—નહીં યોગીરાજ ? કંઈક તો સાધન પાસે રાખવાં જોઇએ હુકમ હોય તો હુંજ આપું.

---

૧ ઘ્રાણુ=શ્વાસ લેવાની ઇંદ્રી. નાક. ૨ અસ્તિ=હોવાપણુ, હ-યાતી. ૩ ભાતિ=દેખાવું. એ બધા વેદાંત શાસ્ત્રના સાંકેતિક શબ્દછે.

**યોગીરાજ**—મારે કંઈ જોઇતું નથી, મારૂં સર્વ છે, મારામાં સર્વ છે.

### ગીતિ.

દેશે દેશે ભવનો, ભવને ભવને મળે છે ભિક્ષાન્ન;
સરોવર નદિએ પાણી, શિવ શિવ તત્વે યોગિતણું ધ્યાન.

**રાણાજી**—શરીરના પોષણની તો આવશ્યકતા છે.

**યોગી**—શરીરના મિથ્યા, સર્વ જગત્ મિથ્યા, તમેજ જુઓ છો, અને તમારી કલ્પનામાં જે આવે છે તે તમામ મિથ્યા છે, તો તેના પોષણ માટે વ્યર્થ વખત વિતીત કરવો એ યોગીનાં લક્ષણ નથી.

**રાણાજી**—મહારાજ? આપના જેવું જ્ઞાન શી રીતે થાય?

**યોગીરાજ**—ભર્તૃહરિ જે વેળા પિંગળાથી પીડિત થયો ત્યારે તે બોલ્યો હતો કે; "સર્પ અને. ફુલનો હાર, ફુલની શય્યા અને પત્થર, મણી અને માટી, શત્રુ અને મિત્ર, સ્ત્રી અને ઘાસનું તરખલું, એ બધાને મારૂં મન સમાન ક્યારે ગણે? અને શિવ શિવ તત્વનું મનન કરવામાંજ કાળક્ષેપન શી રીતે કરી શકું?"—એજ ભર્તૃહરિ સમાન વૃત્તિવાળો થઇ ઉત્તમ તત્વનું જ્ઞાન પામી લખચોરાશીમાંથી છૂટ્યો; તેમ તમે કરશો તો, તમે પણ અમારી વૃત્તિને પામી શકશો.

**રાણાજી**—પરમેશ્વરે માણસને માથે એટલી જંજાળ મૂકીછે? એકમાંથી છૂટે કે બીજી તુર્ત વળગેછે, તો અમારા જેવા મોહજાળમાં ઘેરાઇ ગયેલાથી એ કેમ બને?

**યોગી**—આવાં વચન એક ક્ષત્રિવીરના મુખમાં શોભતાં નથી. અગાઉના રાજાઓ, પોતાનો પુત્ર લાયક ઉમ્મરે આવતાં તેને સકળ રાજ્યભાર સોંપી, યોગી કે મુનીના આશ્રમમાં જઇ વસતા, અને બા-

કી રહેલું આયુષ્ય સત્સંગમાં નિશ્ચિંતપણે ગાળી શકતા જો પુત્ર ન હોય તો તેમ કરવું લાયક નથી.

**રાણાજી**—હાજી એ વિષે મેં પણ ઘણું સાંભળ્યું છે. આપના પુન્ય પ્રતાપથી મારે ઘણા કુંવર છે. તેમાં તમામ રાજ્યભાર ઉપાડે તેવા મોટા આ ચંદ્રસિંહજી છે. તેમને ત્રણ વર્ષ ઉપર મેં મારો નિશ્ચય, જણાવેલો હતો. પણ તેમના અત્યાગ્રહથી હજુ સુધી હું કાંઈ કરી શક્યો નથી.

**યોગી**—(ચંદ્રસિંહ સામું જોઈને)—તમારા યુવરાજની મુખમુદ્રાતો યોગીના યોગી જેવી છે, રાજા તરીકે ઈંદ્રથી અધિક ઓપે એવી છે તેનામા રાજનીતિ, શૌર્ય, અને સત્યનું તેજ છુપું રહી શકતું નથી. તમે સંપૂર્ણ ભાગ્યશાળી છો કે તમારે આવાં પુત્ર રત્ન છે.

**દયાળશાહ**—યોગીરાજ? આપ તો ઇશ્વર છો. આપે કહેલી તમામ વાત સત્યછે.

**યોગી**—કેમ યુવરાજ ? તમે તમારા પિતાના શત્રુ કેમ થાઓ છો? રાણાજીએ સંસારી સુખ લેવામાં, અમર યશ કમાવામાં, અને ઉત્તમ રાજ્ય ચલાવી ક્ષત્રિય ફરજ બજાવવામાં સઘળું આયુષ્ય વિતીત કર્યું છે, તો હવે સ્વર્ગીય સુખનો લહાવો લેવાદો, જો તમે તેમાં હરકત લેશો તો પુત્ર ધર્મથી પતિત થઇ ઇશ્વરના ગુનેગાર થશો.

**રાણાજી**—જો તે રાજ્યની લગામ હાથમાં લે તો હમણાંજ ચાલ્યો જાઉં. મેં આટલાં વર્ષ વ્યર્થ ગુમાવ્યાં. હવે ઈશ્વર ભક્તિ અને સત્સંગની તૃષ્ણા પૂરી કરવાની ઉમેદ છે.

**યોગી**— **પદ**

અબ તુમ કબ સમરોગે રામ— એ રાગ—

શિવ ભજો રાજન્, શીવ શીવ શીવ ભજો રાજન. ટેક.

ધામ ધરા સામગ્રી સર્વે, મિથ્યા માનો મન શિવ,
કાયા, માયા સર્વે જૂઠું, પુત્ર દારા આ તન શિવ
માંસ વસાદિ વિકારો વાળું, વામાંગીનું તન શિવ
વારી વલોવે માખણ ન મળે, શતવાર કરીને મથંન શિવ
પરમારથમાં પ્રીત ધરીને, ખરચો સઘળું ધન શિવ
અંતકાળે કોઇ કામ ન આવે, પુત્ર દારા કે સ્વજંન શિવ
અક્ષય સુખ મેળવવા ઇચ્છો, સંસાર સૂખ સ્વપંન શિવ
સત્ ચિત્ આનંદ તત્વ વિચારો, અન્ય ન કરશો મનન શિવ

**દયાળશાહ**—આપનો બોધ અત્યુત્તમ છે મહારાજ. ખરેખર વૃદ્ધાવસ્થા પૂર્ણ પણે પ્રાપ્ત થયા છતાં પણ માણસ, તત્વ સંબંધી વિચાર ન કરે તો તે પરિણામે ઘણું હાનીકારક છે.

**યોગી**—ચંદ્રસિંસજી? તમારા જેવા સુપુત્રોનો ધર્મ છે કે પિતાની આજ્ઞાનુસાર વરતવું. માણસો પુત્ર ઈચ્છા કરેછે તે મોક્ષને માટેજ. તો હવે તમારે વૃદ્ધ પિતાનું મન ન દૂખવતાં રાજ્યભાર માથે લેઇ તેમને નિવૃત્તિ માર્ગમાં પ્રવર્ત્તવા દેવા એ તમારૂં મુખ્ય કર્તવ્ય છે.

**ચંદ્રસિંહ**—(કચવાતે મને) આપ મહાત્માની આજ્ઞા શિરતાજ કરૂં છું મહારાજ ? પુન્ય પિતાશ્રીની પવિત્ર નેમમાં હવે હું હરકત કરનાર નથી.

**રાણાજી**—(યોગીરાજનાં વખાણ કરેછે.)

**ગઝલ— ઇંદ્રસભાની**

એઈ હે શાહેજાદા મેરા——એ રાગ.

ધન્ય આજનો સૂદીન ધન્ય આ ઘડી
ધન્ય ગુરૂ કૃપા આપ મુજપર કરી.
ઉપદેશ માની આપ, છોડું છું તમામ

રાજપાટ સોંપી હવે જાઉં ગયા ધામ.
થાય સફલ જન્મ મારો આપના પ્રતાપ,
શીવ જાપ નષ્ટ પાપ કાપ ત્રિવિધ તાપ.
નિશદિન શિવ સ્મરણ થકી અચળ કરૂં મન,
ભ્રાંતી સર્વ ભાગી કરૂં તત્વનું મનન.
અભિન્ન વૃત્તિ નિર્મળી થયે થશે સુજ્ઞાન,
જન્મ મરણ તોજ ટળે, ભુલે તનનું ભાન.

( એટલી ચર્ચા થયા પછી યોગીરાજને ખાનપાનનો બંદોબસ્ત કરી સર્વ મંડળ રાજધાનીમાં આવે છે. )

( પડદો પડે છે. )

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ ચિતોડ દરબાર.

**રાણાજી**—દયાળશાહ ? સર્વ સામતો અને મહાજન સમસ્તને જલદી બોલાવો, કે આ મારો નિશ્ચય જણાવી તેમની રજા મેળવું.

**દયાળશાહ**—ગંભિરસિંગ ? મહારાજાની આજ્ઞાનુસાર સત્વર તમામને હાજર કરો.

( ત્યારપછી પરચુરણ વાતચિત થાયછે, એવામાં ગંભિરસિંગ તમામને તેડી હાજર થાયછે. )

**રાણાજી**—તમને સર્વને આજે અહીં બોલાવવાનું કારણ જાણવાને સૌ આતુર હશો, તો તેનો ખુલાસો કરી તમારી આતુરતાનું શાન્તવન કરૂંછું. સૌ એક ચિત્તથી સાંભળો ?

**નગરશેઠ**—રાજાધિરાજ ? અમારા મનનો ઉદ્વેગ હવે શાન્તકરો.

**રાણાજી**—હું હવે પૂર્ણ જઈફ અવસ્થાએ પહોચ્યોછું. તમારી બધાંની સંપૂર્ણ સહાયતાથી મેં આ સંસારનું યથેચ્છ સુખ માણ્યું છે. અગાઉના વખતમાં યુવરાજને રાજપાટ સોંપી, રાજાઓ પોતાનો જન્મ સફળ કરવા જતા, અને અંતે રાજર્ષિ ગણાઇ સ્વર્ગ ગમન કરતા. માણસ માત્રને આ દુનિઆંમાં ધર્મ, અર્થ, કામ ને મોક્ષ, એ ચાર સાધન સાધવાનાં છે. તેમાંનાં પહેલાં ત્રણ સાધન યથા શક્તિ મેં સાધ્યાં છે, અને હવે છેલ્લું મોક્ષ સાધન બાકી છે, તે પાર પાડવા માટે મેં સકળ રાજ્ય લગામ ચંદ્રસિંહને સોંપી ગયાજી જવાનો નિશ્ચય કરેલો છે. રાજ્યકુટુંબમાં કોઇ જાતનો કલેશ રાખ્યો નથી. લૂણસિંહ, દુલસિંહ વગેરેને જાગીરો સોંપી દીધીછે. રઘુદેવજીને પણ ફુલવાડાની જાગીર આપી છે. આ બધું ચંદ્રસિંહની સલાહથી કર્યું છે; હવે જે કરવાનું છે તે એજ કે–( મનમાં ચંદ્રસિંહજીની ટેક જોવા તથા મોકળસિંહનો પાકો બંદોબસ્ત કરવાનું ધારી. )

**ચંદ્રસિંહજી**—બાપુ ? ચીતોડની જાગીર યાવત્યંદ્ર દિવાકરૌ મોકળસિંહ અને તેના વંશજોને આપવી. મને જે આજ્ઞા હોય તે લઈને હું રાજી રહીશ.

**રાણાજી**—તમેજ ખરા હકદાર છો. લેખ લખાવ્યો હતો તે ફક્ત તમને ભય પમાડવા હતો, કે તમે હઠ છોડી રાઠોડી સાથે લગ્ન કરો.

**ચંદ્રસિંહ**—શિરછત્ર ? આપનો પવિત્ર વાત્સલ્ય પ્રેમ એવોજ હોવો જોઈએ, પણ મેં એકલિંગજીના સમ ખાઇને મારો હક છોડેલો છે, માટે જો એ વચન હાલ ખોટું કરૂં તો તે વખતેજ હઠ કરવાની શી જરૂર હતી ? તો હવે કૃપા કરી મને મરજી મુજબ જાગીર સોંપો, એજ મારી નમ્ર માગણી છે.

**રાણાજી**—યુવરાજ ? તમે ગાદી માટે ખરા હકદાર અને ત-

દન લાયક છો; તો મોકળ જે બાળક છે અને બીન હકદાર છે, તેને રાજ આપવાથી આ દુનિઆમાં હું કલંકિત થાઉં, અને ઇશ્વર પાસે જવાબ દેવો પડેજ. છોરૂ વખતે કછોરૂ થાય, પણ માવતર કમાવતર ન થાય, અને તેમાં પણ તમારા જેવા કુળ દીપક માટે એમ બને?.

**ચંદ્રસિંહજી**—પિતાજી ? હું કસમ ખાઇને કહું છું કે મોકળસિંહને આપજ રાજ્યાભિષેક કરતા જાઓ, અને મને તેમનો પહેલો પટાવત થાપો.

**રાણાજી**—એમ નહીં બને. તમે જીંદગી પર્યંત આ રાજ્યની કુલ સત્તા હાથમાં રાખવા કબૂલ થાઓ તોજ હું તમારા સમ પાળીશ. શું તમારી અડગ ટેક ? ? ધન્ય પુત્ર ! ! ભલે મોકળના નામનું રાજ્ય ચાલે, પણ તે સ્વતંત્રપણે કાંઇ કરી શકે નહી, અને દરેક દસ્તાવેજમાં પ્રથમ તમારી સહી થાય, તે પછી મોકળની થાય. તમારી સહી વગરનો હરકોઇ લેખ રદ્દ ગણાશે.

**ચંદ્રસિંહ**—ભલે આપની ઇચ્છા હશે તેમ વરતીશ, પણ મારી જાગીરનું ફરમાન કરો.

**રાણાજી**—પ્રિય કુળ દીપક ? એ બોલ ઉચરવાને મારી જીભ ઉપડતી નથી, મારૂં અંતઃકરણ તેમ કરવા મુદ્દલ રાજી થતું નથી, માટે તમે તમારી મેળેજ લઇ લ્યો.

**ચંદ્રસિંહ**—પુજ્યશ્રી ? ત્યારે સલુંબર, એ મારી જાગીર ગણાશે. આપની આજ્ઞા મુજબ હું મોકળની હજુરમાં રહી કામ કરીશ, પણ માણસ છે ? કોઇ વખત ન રૂચ્યું, તો હું ત્યાં જઇ રહીશ.

**રાણાજી**—એ વાત કદી સંભારવીજ નહીં. ચિતોડ છોડી તમારે જવુંજ નહીં. તમારી આજ્ઞા, મારાથી અધિક માન્ય કરવા અને તમારી સલાહ પ્રમાણેજ વર્તવા હું મોકળ તથા તેની મા વગેરે

ને કહીશ.

**ચંદ્રસિંહ**—દયાળશાહ ? મેં જોષિરાજને પૂછી નક્કી કરેલું છે તો મોકળસિંહને હમણાંજ વસ્ત્રાલંકાર સજી કચેરીમાં આવવા કહાવો કે શુભ મુહુર્તમાં પટ્ટાભિષેક થાય.

( સમરસિંહ જઈ મોકળસિંહને ચંદ્રસિંહજીના દરબારમાંથી વાજતે ગાજતે તેડી આવેછે, ને બ્રાહ્મણો રાજ્યાભિષેકની ક્રિયા કરેછે. તે થઈ રહ્યા બાદ. )

**ચંદ્રસિંહ**—સર્વ સામતો, અને નગર જનો સાંભળો; ( મોકસિંહને રાજ્યાસને બેસાડી નજરાણો કરી પ્રથમ પોતે નમીને ) હું પ્રથમ મહારાણા મોકળસિંહને નમ્યોછું. આજથી સર્વ જનોએ રાણા મોકળસિંહની આણ માનવી. ( મોટા ભાઇનું જોઈ રઘુદેવજી વગેરે ભાઈઓ પણ નમ્યા, એટલે સામતો, શેઠીઆઓ વગેરે પણ નજરાણો મૂકી નમ્યા, અને એકે અવાજે મોકળસિંહ મહારાજની દુવાઇ ફેરવાવી. )

**રાણાજી**—( મહાજન વગેરેને ) પાછલાં દશ વર્ષથી તમારા ખરા મહારાણા તરીકે ચંદ્રસિંહજી કામ કરેછે, અને તેઓ જીંદગી પર્યંત તમારા મહારાજા તરીકે રહેશેજ. મોકળ નામનો મહારાજા છે, પણ કુલ સત્તા ચંદ્રસિંહને સોંપીછે. હવે તમારે કંઈ વિષેષ કહેવાનુંછે?

**ઇસરીલાલ શેઠ**—આપ શ્રીમાન મહારાજાએ ઉત્તમ રસ્તો કાઢી આપી રાજ્ય અને પ્રજા બંનેને નિર્ભય કરેલાં છે. હવે અમારે વિશેષ અરજ કંઈ છે નહીં.

**રાણાજી**—( ચંદ્રસિંહ પ્રતિ )—**શિખરિણી છંદ.**

અતી લાડે પાળી, સ્વજન મમબંધુગણિ પ્રજા.
દઈ સૂપો રૂડાં, સમતર ગણ્યાં મેં સિંહઆજા;

થઈ અન્યાયી મેં, નવ કરિસ કોપે કદિ સજા;
યથા ન્યાયે વર્તી, ફરકિ નભમાં ધર્મનિ ધ્વજા;
નથી વેરા લીધા, અતિ દુખિ કરી દીન જનને;
નથી કષ્ટો આપ્યાં, કુર પશુ થઇ શત્રુ તનને;
શુરા શત્રૂ થાક્યા, પ્રબળ મમબાહૂબળ થકી;
રહી શાન્તી વ્યાપી, અભય સહુ છે અદ્યપિ લગી;

**લક્ષ્મણઆરોટ**—ખરેખર રાજાધિરાજ ? આપના ધર્મરાજ્યમાં કોઈ પણ પ્રકારની ખામી છેજ નહીં. યુવરાજ ચંદ્રસિંહ પણ આપના ઉજ્વળ યશમાં અધિક વૃદ્ધિ કરશે એવી અમને સંપૂર્ણ આશા છે.

**ચંદ્રસિંહ** **રાગ આઠ.**

શિરછત્ર સુખે જાઓરે, કરો જીવનો ઉદ્ધાર—ટેક
સૂર્ય ઉગે પશ્ચિમે કદિ, પૃથ્વી પ્રલયે થાય;
સાગર માઝા મૂકશે પણ, ક્ષત્રી ટેક ન જાયરે—કરો જીવનો
ભ્રાત માતની રક્ષા કરવા, કષ્ટ વેઠું અંગ;
ક્ષત્રિ કુળમાં અંગાર થાઉં, પીતૃ વચન જો ભંગરે—કરો.
સીધાવો નિર્ભ્રાન્ત પીતા, સર્વે જોખમ શીર;
દુઃખ ફકત વિયોગનું છે, હૈડે નવ રહે ધીરરે—કરો.
પત્રદ્વારે દર્શ દઈને, લેજો બાળક ભાળ;
બાપા કુળને તારો સુખે, કાઢી દુર જંજાળ રે—કરો.

**રાણાજી**—પ્યારા કુળ દીપક ? તમારી અદ્‌ભૂત ટેકથી હું ઘણોજ પ્રસન્ન થયો છું, ઇશ્વર તમને દીર્ઘાયુબક્ષી પવિત્ર ભૂમિના અને નિમકહલાલ પ્રજાના સંરક્ષણ માટે સુમતિ પ્રેરી સદા સુખી રાખે (મહાજન પ્રતિ)—પ્રભાતમાં શુભ મુહુર્ત છે તો સૌને હવે છેલ્લા

પ્રણામ છે. સાયંકાળ થવા આવી છે, અને ઘણી વારથી તમે બધા આવેલા છો. તો હવે સુખેથી ઘર તરફ જાઓ, અને મારી સાથે જેવી રીતે વર્ત્યા છો તેથી સારી રીતે મારા સુપુત્રો સાથે વરતી મારી ફરજ અદા કરવામાં કંઈ કસુર થઈ હોય તો ક્ષમા કરજો.

(પ્રજા વગેરે ગદગદીત કંઠે ઉત્તર આપી ઉદાસ ચહેરે નમન કરી ઘર તરફ જાય છે ને કચેરી બરખાસ્ત થાય છે.)

(પડદો પડે છે.)

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ રાઠોડી રાણીનો મહેલ.

સુંદરબા, સુશિલા, મોકળસિંહ, લાખાજી વગેરે.

**સુંદરબા**—સુશિલા? અત્યારે દરબાર તરફ કંઇ ભીડ જેવું લાગે છે તેનું શું કારણ છે?

(સુશિલા ઝટ ખબર કાઢી આવીને)

**સુશિલા**—ધિક્કાર છે મારા અવતારને !! દુઃખદાયક ખબરો આપવાને મને ઇશ્વરે શું કામ બનાવી?

**સુંદરબા**—એવું છે? રાણાજી તો ખુશી છે? ચંદ્રસિંહજીને આવાસે મોકળ રમવા ગયો હતો, તે તો કંઇ પડયો આખડયો નથી?—ખરી વાત ઝટ વિદિત કર.

**સુશિલા**—સહુ ખુશીમાં છે, પરંતુ રાણાજીએ ગયાજી પધારવાનું કાલ પ્રભાતમાં મુકરર કર્યું છે, એ ખેદકારક બીના છે.

**સુંદરબા**—તે તો ત્રણ વર્ષથી એકપગા થઈ રહ્યા હતા. પણ ભલું થાઓ ચંદ્રસિંહજીનું કે, તેમણે આજ દીન સુધી રોકી રા-

ખ્યા. મોકળસિંહના જન્મ પછી તુર્તજ પધારવાના હતા.

**સુશિલા**—પણ મોકળસિંહને, ચંદ્રસિંહજીના દરબારમાંથી સમરસિંહ સુવસ્ત્રાલંકાર પહેરાવી, ઘોડાપર બેસાડી વાજતે ગાજતે કચેરી તરફ લેઈ ગયા તેનું શું કારણ હશે ?

**સુંદરબા**—કંઇ જાગીર સંબંધી લેખ કરી આપવાનો હશે.

**સુશિલા**—બા, એશું બોલો છો ? ચિતોડની ગાદી અસલ ઠરાવ પ્રમાણે કાં મોકળસિંહને ન મળે ??

**સુંદરબા**—રાણાજી પોતે, સામતો, અને પ્રજાજન વગેરે ચંદ્રસિંહથી એટલા બીહે છેકે, તે વાત કોઈ ઉચારી શકજ નહીં.

**સુશિલા**—હજુ પણ તમે ચંદ્રસિંહજીને ઓળખતાં નથી ? તે પોતેજ સંભારી આપી પોતાનું વચન શિરસટ્ટે ખોટું થવા નહીં દે.

**સુંદરબા**—ગમે તે થાઓ, પણ મારી હવે શી હાલત થશે ? લગ્ન થયાં ત્યારથી દુઃખી હાલતમાં ધીરજ ધરી બેસી રહેલી છું ને ભવિષ્યનો ખ્યાલ મનમાં લાવું છું. ઇશ્વરે આ એક પુત્ર રત્ન દીધું તેથી જરા શાન્તી છે.

(એવામાં રાણાજી પ્રવેશ કરે છે. ને સુંદરબા નમન કરી સુખાસનપર બેસવાનું કહી દૂર ઉદાસ ચહેરે ઉભાં રહેછે. )

**રાણાજી**—કેમ પ્રાણવલ્લભે ? આજે તારા મનોરથ પૂર્ણ થયા છતાં દિલગીર જણાય છે ?

**સુશિલા**—શું મનોરથ સિધ્ધ થયા? આપ તો મારાં બાઈશ્રીને શોક સાગરમાં મુકી ગયાજી પધારવાને તત્પર થયા છો ?

**રાણાજી**—મોકળને આજે રાજ્યાભિષેક કરાવી તેના નામની દુવાઇ ફેરવી હવે કઇ વાતની ખામી છે જે તારી બાઈ દિલગીર થાય ?

**સુંદરબા**—પ્રાણનાથ ? હમણાંજ એમ કરવાની કંઈ જરૂર નહોતી આથી વખતે ચંદ્રસિંહજી રીસાશે તો પછી મોકળ મોટા થતાં સુધી આપની લાડકવાઇ પ્રજાને કોણ પાળશે ? અને પ્રબળ શત્રુઓને કોણ હઠાવશે ?

**રાણાજી**—(બનેલી તમામ હકીકત નિવેદન કરીને ) તું નિર્ભય છે. આ બધું ચંદ્રસિંહે પોતેજ રાજી ખુશીથી અને અતી આગ્રહની સાથે કરેલું છે. જેણે પોતાનો પાટ હક ખોઇ, આટલું કષ્ટ સહન કર્યું છે તેજ સર્વદા તમારૂં રક્ષણ કરશે, એમાં જરા પણ શંકા રાખવા જેવું નથી. તેનો રાજ્ય હક ખોવરાવનાર મોકળસિંહ જન્મ્યો ત્યારે તેનો હર્ષ કેવો હતો ? તેપરથીજ તેની પવિત્ર ટેકનો ખ્યાલ હમેશાં તારા મનમાં રાખજે કે તે સદા મોકળનું, તારૂં, અને રાજ્યનું શુભ ચાહનારજ છે.

**સુંદરબા**—શું આ નસીબે દુઃખીઓ કીધો છે–એ રાગ

શોક સદનમાં મુકિને પ્યારા,
જાવા ગયાજી થયા છો સવારા.—ટેક
આધાર મારો કોણ હવે અહીં,
વૈભવ લાગે મુજ મન ખારા. શોક.
જંજાળ સર્વે અળગી કરિને,
ભલે રહો રાજ્ય સ્થાનથી ન્યારા. શોક.
મોકળ બાળક છે હજુ નાનો,
રાજ્ય નિયમ કાંઇ શિખવો સારા. શોક.
ચંદ્રસિંહ છે પુર પવિત્ર,
તો પણ આખર તો ઓશિળાં. શોક.
સ્વજન ને અન્ય જન વાત જુદી,

હોય ભલે કદી સગજણ હારા શોક.
કાબૂ નથી કાંઇ રાજ્યમાં મારો,
ખર્ચ ખુટણના કરવા ઉધારા. શોક.
પુખ્ત વયે સૂત રાજ્ય આ કરશે,
ભવિષ્યના હવે શા નિરધારા શોક.
ઘડિએ જશે વર્ષ સગી મુજ,
હોશ ઉડી જાય આજથી મારા. શોક.

રાણાજી— લાવણી.

કુદરતના કરનાર ખલ્કના સ્વામી–એ રાગ

સુણ પ્રાણ પ્યારી મુજ વાત ધીરજ ધરી મનમાં,
દુર કરી શોક ધર ધ્યાન મુજ વચનમાં;
આ સઘું સહોદર સર્વ વિગોગી થાશે,
જે જનમ્યું તે તો જરૂર વિશ્વથી જાશે. ૧
તેં લીધો સઘળો લ્હાવ પુરણ સુખ પામી,
કુળ દીપક પકટયો હવે કહેું શી ખામી?
ધન ધાન્ય પુત્ર પરિવાર વયો વૃદ્ધ થાતાં;
છોડીને પૂર્વે સર્વ ક્ષત્રિવન જાતા. ૨
છે વીર ધીર મુજ પુત્ર નીતિમાં પૂરા,
નહીં જોડ તેહની કોઇ રણાંગણ શૂરા;
માને આજ્ઞા તે તુજ, મોકળને પાળે,
દઈ માન તેહને સદા, રાજ્ય સંભાળે. ૩
નહીં નહીં બાપાકુળ માંહી, કલંકિત પાકે,
કોઈ માત પિતાનું વચન કદી ન ઉથાપે;
શુર ચંદ્રસિંહ વીરશ્રેષ્ટ રાજ્ય પાળક છે,

સદ્દગુણનો છે ભંડાર કષ્ટ ટાળક છે. ૪
મેં સર્વ વાતની પક્કી ગોઠવણ કીધી,
તું ચંદ્રસિંહની સાથ ચાલજે સીધી;
ચાકર નોકર સંભાળ રાખજે સારી,
દે રજા ખુશ થઇ હવે કરૂં તૈયારી. ૫

**સુંદરબા**—પૂજ્ય પ્રાણેશ્વર ? રજા દેતાં મારી જીભ ઉપડતી નથી, પણ લાચારછું કે આપનો સુદ્રઢ ઠરાવ થયો છે. તો હવે ખુશીથી રજા દઇ આપના પરમ પવિત્ર શુભ કાર્યમાં ખલેલ ન પહોચાડતાં હોંપ વધારી પુણ્યરાશીમાં સહભાગિની થવાને ઉચિત ધારૂંછું—દીન દાસીની પત્ર દ્વારાએ ખબર લઈ કુશળ સમાચાર કહાવવા કૃપા કરશો. (એટલું બોલી સજળ નેત્રે દૂર બેસેછે.)

**રાણાજી**—આગલા વખતની શૂરી ક્ષત્રાણિઓ જેવી રીતે પોતાના પતિને રણાંગણમાં જવાને ઉશ્કેરતી હતી અને તેની સાથે એક પુત્રરત્ન પ્રાપ્ત થતાં મોક્ષ સાધના માટે પણ હર્ષિત વદને પ્રીય પ્રાણનાથને રજા દેતી હતી, તેવી રીતે તારી શુભ નેમ જોઈ હું ઘણો ખુશ થાઉં છું, હે પ્રીયે ? બીજાં રજવાડાંની અંધાધુંધી કે નીચ ખટપટની પેઠે આ પવિત્ર રાજ્યમાં બનવાનો તું સ્વપ્ને પણ ખ્યાલ ન લાવતી. મારી શીખામણ કદી ભૂલતી નહીં. સ્ત્રી જાતને પરમેશ્વરેજ પરતંત્ર બનાવી છે. નાનપણમાં માબાપની, પરણ્યા પછી પતીની, અને પતી સ્વર્ગગમન પછી પુત્રોની આજ્ઞામાં રહેવાનું ધર્મ શાસ્ત્રો ફરમાવે છે. જો એ પ્રમાણે અનુકરણ કરશે તો કદી દુઃખી નહીં થાય. રાજ્ય માતાનો મદ મનમાં ધરી સ્વતંત્રપણે મહાલવાનો કદી પણ ખ્યાલ લાવનોજ નહીં. જન્મ પર્યંત ચંદ્રસિંહનું દીલ દુખવતી નહીં. લુચ્ચા લોકો વખતે ભ્રમિત મન કરે પણ તેથી પોતા-

નો લાંબા વખતનો દર્શનિક અનુભવી પુરાવો કદી પણ મિથ્યા કરવો નહીં. જરા રિસાળ પ્રકૃતિ છે એ વાત ખરી, પણ તે વાજબી-માંજ આ બે વિશ્વાસુ દાસી તેજાં અને રૂપાં તારી પાસેજ સદા રાખજે, તેમ મારા હજુરી નારણસિંહ, રત્નસિંહ વગેરેને મોકળની તહેનાતમાં આપું છું એ બધાની બરાબર બરદાસ રાખજે.

(એવામાં મોકળસિંહ ઉંઘમાંથી જાગી ઉઠી રાણાજીને વળગી પડેછે.)

મોકળસિંહ— લલીત છંદ.

મુજ અનાથને મૂકી કયાં જશો, દુખદ ખ્યાલ આ કયાં ઉરે વસ્યો!
નવ રહી શકું એકલો ઘડી, મન વિષે મહા વેદના અડી.
પરમ પ્રેમથી લાડ કો કરે, અરજ માહારી ધ્યાન કો ધરે ?
કરિ કૃપા મને સાથ લ્યો તમે, મનતણી સહૂ વેદના શમે.

રાણાજી—(મોકળને શાન્ત પાડે છે)

ગરબી.

મારીરે સાથે બોલોને નંદલાલ —એ રાગ.

રહે છાનો રૂદન તજી પ્યારા, ઉપાયો સજ્યા સૂખ દેનારા. રહે.
રમે તું તો ચંદ્ર ધરે પ્રીતે, પાળે તે લાડ અદકાં રૂડી રીતે. રહે.
સોંપ્યો બાર તેહ શિરે ભારી, ચલાવિ રાજ્ય રક્ષા કરે તારી. રહે.
દઈ સુખ કષ્ટ સહૂ સ્હેશે, જીંદગી ભર તુજ પાસે રહેશે. રહે.

( એમ બધાંને શાન્ત પાડી પાછલી રાત્રે ૨૦ માણસો સાથે ગયાજી તરફ ગમન કરે છે. )

(પડદો પડે છે.)

અંક ૩ જો સમાપ્ત.

# અંક ૪ થાનાં પાત્રો.

**રણમલસિંહ**—મંડોરના રાઠોડરાવ.

**બુધ્ધિધન**—તેમના દિવાન.

**જોધસિંહ**—રણમલસિંહના પાટવી કુંવર. (જોધપુર વસાવનાર)

**ચાંપરાજ**—જોધસિંહનો નાનો ભાઈ.

**વિક્રમસિંહ**—જોધસિંહનો મિત્ર. જેસલમેરનો ભાટીરજપૂત.

**સુંદરબા**—મેવાડના લાખારાણાની રાઠોડી રાણી.

**સુશિલા**, **તેજાં**, **રૂપાં**—સુંદરબાની દાસી.

**ચંદ્રસિંહ**—લાખારાણાના પાટવી કુંવર.

**મોકળસિંહ**—લાખાજીની રાઠોડી રાણીનો પુત્ર.

**દયાળશાહ**—મેવાડનો દીવાન.

**રત્નશાહ**, **રામચંદ્રશુકલ**, **લક્ષ્મણબારોટ**—ચીતોડના ગ્રહસ્થ.

**રત્નસિંહ**—ચીતોડ સેનાપતિ.

**સમરસિંહ**, **ગંભિરસિંહ**, **સજનસિંહ**—ચંદ્રસિંહના ખાસ સોબતી.

**કૃષ્ણાકુંવર**—ચંદ્રસિહની સ્ત્રી.

# અંક ૪ થો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ મંડોર દરબાર.

**રણમલસિંહ**—કેમ જોધસિંહ ? તમે આપણું રાજ્ય વધારવાને અનેક પ્રયત્નો કરો છો, તેમાં કઇ શાર્થક થયું ?

**બુદ્ધિધન**—મહારાજ ? જ્યાં સુધી મારી વાત ગ્રહણ કરી અદલ ન્યાયથી ચાલવામાં નહીં આવે, ત્યાં સુધી કાંઈજ વળનાર નથી.

**જોધસિંહ**—બાપુ ? આ બુદ્ધિધન મારા કામમાં હમેશાં વિઘ્ન નાખે છે, અને જ્યાં હોય ત્યાં પોતાની બુદ્ધિ ચલાવ્યા કરે છે. નહીં તો હું ક્યારનોએ મારા કામમાં ફતેહ પામ્યો હોત.

**રણમલ**—તે આપણા ખરા ખેરખાહ છે, તેમની સાત પેઢીથી તેઓ દિવાનગીરી ભોગવતા આવ્યા છે, વળી દીર્ઘ દૃષ્ટિવાળા છે, એટલે તમારા કરતાં તે વિશેષ સમજે એમાં નવાઇ નથી.

**જોધસિંહ**— ગીતિ.

જૂના નોકર રાજ્યે, થઇ સત્તાધિશ સ્વછંદથી ચાલે,
ચેતીને નવ કાઢો, પાછળથી તે સુળી સમા સાલે.

બાપુ ? આપ ઉજળું એટલું દૂધ દેખો છો, એજ હાનીકારક છે. મારો વિચાર તો જેસલમીરના ભાટી વીર વિક્રમસિંહ જે મારા પરમ પવિત્ર મિત્ર છે, તેમને દિવાનગીરી આપવાનો છે.

**રણમલસિંહ**—હજુ તમે જુવાન છો. નોકર રાખવા તે પો-

તાની રૈયતનાજ રાખવા જોઈએ. તેમની સમૃદ્ધિ વધે તે આપણા રાજ્યની દોલત વધ્યા બરોબર છે. તેમનો પૈસો આપણા કામમાં કોઈ દિવસ આવે, વળી તેમનો નિવાસ આપણા રાજ્યમાં હોવાથી તેઓ આપણાથી બીએ, એટલુંજ નહીં પણ તેને સ્વદેશાભિમાન હોય અને કોઇ દિવસે તેના બુરા કૃત્ય માટે રૂબરૂ બોલાવીએ તો તુર્તે શરમીંદો બને, પણ પરદેશી હોય તો લાગ આવ્યે તે તમારૂં કામ ધુળ મેળવી પગારનેજ પ્યારો ગણી પોતાના વર્તનમાં જઇ બેસે, તો તેને તમે વિશેષ શું કરી શકો ? વળી જેનો પેઢી ઉતાર રોટલો આપણામાં રહેલો હોય તે બનતા સુધી નિમકહરામી કરેજ નહીં.

**જોધસિંહ**—બાપુ ? પરદેશીજ હોય તે સારા કે ડરાવ્યા ડરે તો ખરા. જુના માતેલા નાના મોટા સર્વને પિછાને તેથી તેની શરમ તોડી કોઈ ખરી બીના આપણને જણાવે નહીં. દિવાનજીની સાહેબી તો તપાસો ? રાજદરબારથી અધિક વૈભવ તે કાળાં ધોળાં કર્યા વગર ભોગવાય. ? પરગણામાં જઈ તપાસ કરો ત્યારે માલમ પડે કેની?.

**રણમલસિંહ**— **પદ.**

રૂડા લાગોછો રાજેશ્વર મંદિર આવતારે—એ રાગ.

બુધ્ધી ધનને માથે ખોટું, આળ નાખમાંરે, કટુ ફળ ચાખમાંરે ટેક.
રાજ કાજમાં એ છે પૂરો, નીતિ ન્યાયમાં નહીં અધૂરો.
વળિ રણમાંહી શૂરો, જુંઠું ભાખમાંરે બુદ્ધી૦
બાળ વૃધ્ધને એહ પિછાને, હુકમ તેહનો સૌકો માને,
કરતો વૃદ્ધિ ખજાને, દગો ઝાંખમાંરે બુદ્ધિ૦

**જોધસિંહ**—બાપુ ? આપને તેના વિષે ઘણી લાગણી છે, તો ભલે હવે તેનેજ રાખો. હું અહીંથી દૂર જઇને રહીશ એટલે આપ ને તે ખુશીમાં રહેજો.

**બુદ્ધિધન**—(રણમલસિંહપ્રતિ) **રાગ ગોડી.**

નાથ કેસે જગકો બંધ છોડાયો—એ રાગ.

કરો ક્લેશ નાહક અન્નદાતા, શાને દિલ દુઃખી થાતા. કરો૦ ટેક.
લઈ લ્યો સુખે મુજ રાજીનામું આ, આગે ધરૂં આપ ત્રાતા,
જોધસિંહજી લાભ ભલે લ્યો, બનિ ઉરમાં રળીયાતા. કરો૦
નહીં મનમાં ગમગીન જરા હું, આપ કૃપા સુખ શાતા,
ઉઠાવું ફરમાન સુખેથી હું, રાખે ટેક વિધાતા. કરો૦

( એટલું ગાયા બાદ. )

કૃપાળુ અન્નદાતા ? મારી નમ્ર માગણી એ છે કે આપ, આ દીન સેવકને હરકોઈ કામ પ્રસંગે ફરમાન કરી પોતાના નોકર માફકજ ગણી લેશો; અને વિશેષ વિનતિ એ કે, જોધસિંહની રાજનીતિ પ્રમાણે ચાલતાં રાજ્યને કદાચ ભયમાં લાવી મુકશો, માટે સાવધ રહી પાકો વિચાર કરી તેમના મતને ટેકો આપશો. (એમ કહી રવાના થાય છે.)

**જોધસિંહ**—(મનમાં)-ઠીક બારોબાર સાલ નીકળી ગયું છે. પિતાજી ભોળા છે તેથી હવે ઠીક મઝા પડશે. (જાહેર) પિતાજી ? બુદ્ધિધનની જગાએ વિક્રમસિંહને નીમાશે તો દીવાન અને સેનાપતિનું બંને કામ તે ચલાવે તેવા છે. તેમના વિષે આપ વાકિફગાર હોવાથી હવે વિશેષ કહેતો નથી.

**ચાંપરાજ**—ભલે બાપુ, મોટા ભાઈને ધાર્યું કરવા દ્યો. પછી જોઇએ તો ખરા કે કોનો દોષ કાઢે છે. ?

**રણમલ**—ભલે ત્યારે. સૌને ગમતું હોય તો પાઘડી બંધાવો.

( જોધસિંહ પાઘડી બંધાવે છે. )

( એવામાં મેવાડ પુરોહિત પ્રવેશ કરીને રણમલસિંહની ગાદી આગળ કાગળ મુકેછે. )

**જોધસિંહ**—કેમ મહારાજ ? સૌ ખુશી તો છે ?

**પુરોહિત**—( ગળગળો થઇ) હાજી. કાગળમાં સર્વ દર્શાવ્યું છે.

**રણમલ**—વિક્રમસિંહ વાંચો જોઇએ ? તેમાં શું લખ્યું છે?

**વિક્રમસિંહ**—બાપુ ? જરા સ્નાનજેવું છે. (એમ કહી સર્વ કચેરી બરખાસ્ત કરે છે ને રાજ્ય મંડળ, રાણા લાખાજી દેવ થયા તેમનું શોકાતુર ચહેરે સ્નાન કરવા જાય છે.)

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—રણમલસિંહની ખાનગી બેઠક.

**રણમલ**—રાણાજી ગયાજી પધાર્યા પછીએ તેમને શાંતિએ બેસવા વારો આવ્યો નહીં.

**ચાંપરાજ**—પૂજ્ય શિર છત્ર ? એ શુધ્ધ ક્ષત્રિય વીરનું એવી રીતેજ મૃત્યુ યોગ્ય હતું.

**વિક્રમસિંહ**—અલબત, ક્ષત્રી થઈને જે સુખે પથારીમાં સ્વર્ગ ગમન કરે તે તો કાયર ગણાય !

**જોધસિંહ**—તેઓ ત્યાં શાંતિનું સુખ લેવા પધાર્યા હતા, પણ મને લાગે છે કે વખતે ચંદ્રસિંહનો પ્રપંચ તો ન હોય કે, રાણાજી પધારે તો પછી નિષ્કંટક રાજ્ય ચલાવાય ?

**ચાંપરાજ**—આંખમાં કમળો હોય તે આખા જગતને પીળું દેખે. તમે પ્રપંચી વીર છો, પણ ચંદ્રસિંહ જેવો બળવાન, નીતિમાન, અને પિતૃભક્ત વીર આવી બૂરી ઉમેદ રાખે, એવું બોલવામાં તમે પરાઇ ખોટી નીંદા કરી પાપી બનોછો.

**રણમલસિંહ**—ધન્ય છે રાણાજીને ? કે જ્યુજ સાથીઓ વડે

જેણે તૈમુર જેવા બલિષ્ટને ગયાજીના પવિત્ર ધામમાંથી હાંકી કાઢયો!

**વિક્રમસિંહ**—કંપ વાયુથી શરીર ધ્રૂજતું હતું, તોપણ શું ? ઓછું પરાક્રમ કર્યું છે? બધા ઘા છાતી ઉપરજ આવ્યા હતા, અ. ને વયવૃદ્ધ એટલે વહન થયેલું લોહી પાછું મેળવી શકાય તેમ હતું નહીં, નહીં તો હજુ પણ જીવત, ખરેખર રાજાધિરાજ ! આપના જામાતૃએ તો સાતે પેઢી તારી—હવે બની ગયેલી વાતનો મિથ્યા શોચ કરી મન દુખાવવાનું કંઈ કારણ નથી.

**રણમલસિંહ**—જ્યારથી પૃથ્વીર સાથે મારી વહાલી કન્યાને વિવાહિત કરી હતી ત્યારથીજ આ વાત મારા મનમાં રમી રહેલી હતી, તે બિચારીએ આ સંસારમાં શું સુખ માણ્યું ?

**ચાંપરાજ**—તે પણ આ મોટા ભાઇનાં સુકૃત્ય છે ! જ્યારે રાણાજી ગયાજી પધારવાનો દોષ તેઓ ચંદ્રસિંહને માથે મૂકે છે, ત્યારે શ્રીફળ લઇ જનાર પૂરોહિતને બરાબર સૂચના ન આપી રાણાજી આગળ શ્રીફળ મૂકાવ્યું અને પોતાની બુરી મતલબ સાધવા સારૂ એનને દુઃખ દરિઆમાં નખાવી તેનો પૂરેપૂરો દોષ જોધસિંહને કેમ લાગુ ન પડે ?

**જોધસિંહ**—ભાઈ જરા બે બાજુએ તપાસીને બોલો તો સારૂં. શું ? પુરોહિતને હું સમજાવવા ગયો હતો કે તું આમ કરજે ! પ્રારબ્ધની ખુબી જાણ્યા વગર આવુ મિથ્યા શું હાંકયા જાઓ છો? ઘરડા મરે અને જુવાન જીવે, એવું કોઇ લખી આપે છે?

**ચાંપરાજ**—બહુધા મારૂં કહેવું સત્ય છે. વૃદ્ધાવસ્થા એ મોત નજીકની નિશાની છે.

**જોધસિંહ**—પરમેશ્વર જે કરે તે સારાને માટે જ્યારે મારા કૃત્યનો તમે માનનો લાભ પામશો ત્યારેજ વખાણ કરશો.

**રણમલ**—ભાઈ તમે તરંગી અને મહત્વાકાંક્ષી છો. હજુ સુધી કાંઇ પરાક્રમ તો જોવામાં આવ્યું નથી, ને વિચાર તો આસમાન મેળવવાના થાય છે !!

**જોધસિંહ**—બાપુ ? ધિરજનાં ફળ મીઠાં થાય ત્યારે જો જો.

**ચાંપરાજ**—શું ? રાણાજીના સૈન્યની મદદ માગી આજુબાજુનાં રાજ્ય જીતવા ધારો છો ?

**જોધસિંહ**—અરે ના ભાઇ ! તમે એમાં સમજો એમ નથી એ વાત ન્યારી છે !

**વિદૂષક**—(ઓચિંતો પ્રવેશ કરી ) ચાંપરાજ ભાઈ કેમ તમે સમજતા નથી ? એ તો મંડોર ગઢનું સત્યાનાશ વાળવાની ઘટના કર્યા કરે છો સંભારજો ખુદાની આગાહી !!

**ચાંપરાજ**—ભાઈ જરા કહો તો ખરા ? કે એવડું શું મહદ્ પરાક્રમ કરવા ધાર્યું છે.

**રણમલસિંહ**—ચાંપરાજ તું પંચાત મેલ ? એમને હવાઈ કિલ્લા બાંધવા દે !

**જોધસિંહ**—તમારે બધાને જાણવાની ઈચ્છા છે તો લ્યો જણાવું છું કે, હું આવા નાના રાજ્યના માંડલિક રાજા તરીકે રહેવાને જનમ્યો નથી, પણ મને વિધાતાએ મહારાજાધિરાજ થવાને બનાવ્યો છે.

**ચાંપરાજ**—ત્યારે તો ભાઇ અમારાં પણ દારિદ્ર જવાનાં ?

**જોધસિંહ**—હા તમે મારૂં કહેવુ કબૂલ રાખી તેમાં તનમનથી મદદ કરશો તો સૌને લાભ છે. આપણું રાજ્ય નાનું, ને જમીન પણ સારી નથી, તો એથી શું ? સંતોષ માની બેસી રહેવું. જુઓ આપણા શાસ્ત્રમાં શું કહે છે!

**असंतुष्टा द्विजा नेष्टा, संतुष्टाच महीपति,**
**सलज्जा गणिका नारी, निर्लज्जा चकुलांगना ॥**

એમાં સમજ્યા ? અસંતોષી બ્રાહ્મણ, સંતોષી રાજા, લાજવાળી ગણીકા સ્ત્રી, અને લાજવગરની કુલિન સ્ત્રી એ ચારે ઘણાં ખરાબ છે.

**ચાંપરાજ**—તો તમે કયું રાજ્ય લેવા ચાહોછો? તે જણાવો તો ખરા ? અમે બધા તો તમારે આધીનજ છીયે.

**જોધસિંહ**—મેવાડનું.

**ચાંપરાજ**—શું ? ચંદ્રસિંહના જીવતાં ?

**વિક્રમસિંહ**—ચાંપરાજ ? તમે રાજ્ય ખટપટમાં હજુ સમજતા નથી, તમારા ને બુદ્ધિધન જેવા ભક્ત હોય તો રાજનો વધારો તો બાજુપર રહે, પણ હોય તેમાંથીએ ઘટાડો થાય. ચંદ્રસિંહ તો ક્યાંય બાજુપર રહેશે ? ને જોધસિંહ વીર મેવાડાધિપતિ બનશે.

**ચાંપરાજ**—વાહ ? શું ચંદ્રસિંહની કદર થાય છે ? પોતાના સગા જાણી તેણે તમારી ખંડણી માફ કરી તમને ઉપકૃત કર્યા. પોતાનો ખરો રાજ્ય હક ગુમાવી, એક પટાવત બની જેણે તમારા ભાણેજને રાજ્યાભિષેક કરાવ્યો, અને પોતે તેનું પ્રાણસમાન સંરક્ષણ કરેછે, તેનો બદલો તો તમે બંને હવાઇ કિલ્લા બાંધનારે આપોછો !!

**જોધસિંહ**—રાજનીતિની ખુબી ઓર છે ભાઇ: માં અપકાર, ઉપકાર કાંઇ આડે આવતા નથી.

**ચાંપરાજ**—પણ ચંદ્રસિંહે તો મોકળસિંહની સંભાળ માટે જીંદગી પર્યંત ચિતોડમાંજ રહેવાનું નક્કી કર્યું છે તે ક્યાં જવાના ?

**વિક્રમસિંહ**—સોગાન બોગાન તો સહુ ઠેકાણે રહેશે, ને પોતે ક્યાંએ પોબારા ગણશે.

**ચાંપરાજ**—વારૂ. રઘુદેવજી અને બીજા મેવાડી વીર કંઇ ચંદ્રસિંહથી ઉતરે તેવા નથી.

**વિક્રમસિંહ**—એ બધાનો આસ્તે આસ્તે સૌ ઘાટ થઇ રહેશે. શું જોધસિંહ એગ કાચા છે ? જે એકદમ ઉછળી પગ ભાગશે ?

**ચાંપરાજ**—તમારી અક્કલપર ફિદાછું ! ! એતો બધું ઠીકછે પણ તમારો ભાણેજ મોટો થશે ત્યારે તેને રાજ સોંપ્યાવગર શો ઈલાજ છે ? ચંદ્રસિંહવતી કારભારી બની વખતે દ્રવ્ય મેળવી શકશો, પણ રાજ્ય શી રીતે ગળશે ? બેન દીકરીનું નર્કમાં નાંખનાર દ્રવ્ય લેવું જોઇએ કે ઉલટું આપવું જોઇએ.

**જોધસિંહ**—હજુ તારામનમાં કંઈ કંઈ ગડબાંગ થયા કરેછે, તો લે સંભાળ ? બધો પડદો આજે તારા આગળ ખોલી દઉંછું. જોજે પણ—કોઇ ત્રીજો જાણુ જાણે નહીં? એમાં તારો પણ સ્વાર્થ છેજ.

રાણાજી ગુજરી ગયા, એ બીજાને ગમે તેમ લાગ્યું હોય, પણ મારે મન તો મોટું સાલ ગયું છે. તેઓ ગયાજીમાં પડયા પડયા પણ જીવતા હોત તો, આપણે ચિતોડનો દરવાજો જોવા પામત નહીં. ચંદ્રસિંહ શૂરો, નીતિમાન, ઉદાર છતાં ભોળો અને ઝનુની છે, એટલે તેને તો એક વેણની સાથે દૂર કઢાશે. રઘુદેવજી પણ ભોળો છે તેથી તેનો પણ બીજી કોઇ રીતે નિકાલ આણીશું. મોકળ અને સુંદરબા જો વચમાં કંઈ પંચાત કરશે તો તેમને સમજાવવાં સહેલ છે. હવે કહેભાઇ? આપણે મેવાડનું રાજ્ય નિઃશંકપણે ચલાવવાને કંઇ વાંધોછે?

**ચાંપરાજ**—ધન્ય છે તમારી બુદ્ધિને !! બુદ્ધિધન બિચારો આમજ કંટાળીને ગયો. તમારી આવી રાજનીતિમાં આગ ઉઠો, કે જેમાં બેન ભાણેજનું કાસળ કાઢવા સુધીમાં પણ ખંચાતા નથી. શું જગત્પિતા તમારો જવાબ નહીં માગે ? તેની જરા પણ બીક નથી?

**જોધસિંહ**- તને રાજનીતિનું ભાનજ ક્યાં છે? તેં થોડી ઘણી શુષ્ક અને બાયલા બનાવે તેવી વિદૂરનીતિ વાંચી છે, પણ વૃદ્ધ ચાણાક્યની નીતિનું તો તું નામે જાણતો નથી.

**ચાંપરાજ**—તમે તો પેલા આટલા ખટપટીઆ વૃદ્ધચાણાક્યના પરમ ભક્ત જણાઓછોને શું?

**જોધસિંહ**—હા ભાઇ? ખરી રાજનીતિ એ છે. વ્યવહારિક નીતિ પણ એમાં ઉત્તમ છે. જો સાંભળ? રાજનીતિમાં તો આગજ ચાલે!

### ગીતિ.

મંત્રી નૃપને મારે, નૃપ મંત્રીનો કરેછે સંહાર;
પુત્ર પિતા સંહારે, માત પુત્રને હણે તજી પ્યાર.

**ચાંપરાજ**—અરે? ખરી રાજનીતિમાં તે આગ હોય! શું મહાત્મા રામચંદ્રની ધર્મ રાજ્યનીતિ અને વિક્રમ, ભોજ આદિકની નીતિ આવી હતી? વૃદ્ધચાણક્ય તો શત્રુ સાથે પ્રપંચ કરવાનું વખતે ફરમાવેછે, પણ આપણા ઉપર પ્રેમ અને વિશ્વાસ રાખનાર માટે તેમ કરવા કદી કહેતા નથીજ. તે એમ કહે છેકે—

**कृते प्रति समं कुर्यात्, हिंसने प्रति हिंसनम्;**
**तत्र दोषो भवेन्नास्ति, दुष्टे दुष्टं समाचरेत्.**

એમાં ફકત દુષ્ટની સાથે દુષ્ટ થવાનું ફરમાવ્યું, અને તે પણ સારા માણસો તો સદા ધિક્કારેજ.

**જોધસિંહ**—બાઈ? તું હજું જેમ જેમ વધારે ઘડાતો જઈશ, તેમ તેમ બધી ખબર પડશે.

**ચાંપરાજ**—તમારી નીતિતો ચાર્વાકથી પણ ચઢે તેવી છેને

શું ? ચાર્વાકે કહ્યું છે કે " જેમ ડાંગરનાં ફોતરાં કાઢીનાખી ચોખા ખાવા. મતલબ કે દુઃખકારક પદાર્થનો નાશ કરીને પણ સુખ મેળવવું, એમાં કંઇ ગેરવાજબી નથી " તેમ તમે કરવા ધારોછો કે શું?

**જોધસિંહ**—રાજનીતિ અને વ્યવહારિક નીતિ જુદી છે. સંખ્યાબંધ માણસો સાથે સંબંધ ધરાવી બધાને ખુશ રાખવા, અને પ્રબળ શત્રુઓને જેર કરવામાં જો તમારા જેવા ભકતરાજ બનીએ તો વહેલા પાયમાલ થઈએ. અમારી વાત કંઇ રાજનીતિ બહારની નથી, કહેતો શાસ્ત્રમાંથી સેંકડો દાખલા કાઢી બતાવું.

**ચાંપરાજ**— શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

નીતિ રાજ્યતણી તમારી સુણતાં, હે ભ્રાત કંપે તનૂ;
બંધૂ, મિત્ર, અરી, તણીજ નિતિઓ, જુદી કહેછે મનૂ.
ચાણાક્યે વિદુરે કહી વળિ કઇ, વિદ્વાન શાણા કવી;
વાંચી કે નવ સાંભળી કદિજ મેં, આ તુજ નીતી નવી.

**જોધસિંહ**—શું શાસ્ત્રજ્ઞ થઇ પડયાછે !! ખરો વખત આવશે ત્યારે જૂની કે નવી નીતિ ખબર પડશે. મહા મથન કરી મેવાડનું રાજ્ય મેળવીશું ત્યારે તો લાભ લેવા બધાએ દોડશો ! આજ કોઇને ગળે વાત ઉતરતી નથી ને ભાઇ ખટપટીઓ માલમ પડેછે.

**ચાંપરાજ**—(રણમલસિંહને)–કેમ બાપુ મુનિવ્રત ધારણ કર્યું છે ? ભાઇની નીતિ સાંભળી કે? આજે બેન ભાણેજનો વારો, તો કાલે અમારો પણ ઘાટ ઘડાવાનો વારો આવે. જો આવી નીતિ સર્વ વ્યાપક હોત તો, દુનિયાનો રેંટ કયારનોએ છીન્નભીન્ન થઇ પ્રલય સ્થિતિને પહોચ્યો હોત.

**રણમલ**—ભાઇ ? હવે હું તો તરીપાર ઉતર્યોછું. તમારે ફાવે તેમ કડાકૂટ કરો.

**ચાંપરાજ**—ભાઈની નીતિ તો આવો બોધ આપેછે કે, પ્રથમ આપને તથા પછી ખરાહકદાર જોધસિંહનો ઘાટ ઘડાવી મારે મંડોરના અધિપતિ બનવું !! અરે ! આદુનિઆમાં કોઈનોજ ભરોસો રાખી શકાય નહીં રાજાને ખાના પીવા વગેરેના સ્વાભાવિક ધર્મે બજાવ્યા વિના આરોજ નહીં, અને તે દરેક વ્યવહારમાં ઉપર પ્રમાણે અધમ નીતિથી અવિશ્વાસુ બની પોતાની જીંદગીમાં શું સુખ માણે?

**રણમલ**—બાપ ? ખટપટનું મોં કાળું. જે રાજ્યમાં ખટપટરૂપી સડો લાગેલો હોય, તેમાં રાજ્યમંડળ તથા પ્રજા બને ઘણી દુઃખદાયક હાલતમાં આવી પડેછે.

**ચાંપરાજ**—ખરેખર બાપુ ? એજ હાનીકારક સડાના પ્રવેશને લીધે; એક સાધારણ ગ્રહસ્થ કરતાં, એક મહાનરાજાધિરાજ પોતાની જીંદગી વિષે સદા ચિંતાતુર બની પોતાના વૈભવનો જરાપણ સ્વાદ લઈ શકતો નથી. જ્યારે સાધારણ ગ્રહસ્થ સંપૂર્ણ વિશ્વાસે વરતી સગાં સંબંધીઓનો પુરતો લહાવ બેધડક પણે લઈ શકેછે, અને દરેક વ્યવહારિક કામ સારી રીતે પાર પાડી શકેછે; ત્યારે એક ખટપટીઆ રાજ્યનો રાજાધિરાજ, પોતાની પ્રીય માતાના હાથનું અમૃત ભોજન, પ્રાણપ્રીયાના હાથની પાનની પટ્ટી, કે પુજ્ય પિતાશ્રીએ આપેલો ઉમદા પોશાક ગ્રહણ કરતાં અનેક તર્ક વિતર્ક કર્યા કરેછે; એટલુંજ નહીં પણ સાધારણ બેસવા ઉઠવામાં, હરવા ફરવામાં, કે પાણીનો પ્યાલો લેવામાં ઘણો શંકિત બનેછે. બહારથી જોતાં રાજ્ય વૈભવનો કંઈ પાર હોતો નથી, ને તે પરમસુખી જણાયછે, પણ બારીક બુદ્ધિરૂપી સૂક્ષ્મદર્શક યંત્રથી તપાસ કરતાં, તે અતી દુઃખી માલમ પડશે. હજારો ધિક્કાર છે, એ સુખનું સત્યાનાશ વાળનારી ખ-

ટપટી રાજનીતિને ! !

**જોધસિંહ**—તમારૂં પાંડિત્ય હવે બાજુપરજ મૂકોની? ખરા ગામલામાં સપડાયા હો ત્યારે બધી પવિત્રતાની ખબર પડે.

**ચાંપરાજ**—હવે હું આડો જવાથી શું ફળ કાઢવાનોછું? તમારી નીતિથી તો મને અતિશય ભય લાગ્યો છે. હું તમારૂં સ્વરૂપ વિકાળસિંહની માફક હવે જાણુંછું હવે તો એજ ઉત્તમ છે કે તમારી આજ્ઞાનું સાર ચાલવું. હું જન્મથીજ આપ શિરછત્રરૂપ જ્યેષ્ટ બંધુની સેવા કરવાને બંધાએલો છું; તોપણ મારી અલ્પમતિ પ્રમાણે વાજબીની રાહે મારે જે બોલ કહેવા પડ્યાછે તે ક્ષમા કરજો ભાઈ. તેમાં આટલું તો નિઃસંશય માનજો કે—

**यो ध्रुवाणी परित्यज्य, अध्रुवं परिसेवते;**
**ध्रुवाणी तस्य नश्यन्तु, अध्रुव नष्टमेवच.**

"જે નિશ્ચળ વસ્તુને છોડી અનિશ્ચિત લેવા જાયછે, તેની નિશ્ચળ વસ્તુ પણ નાશ પામેછે, અને અનિશ્ચિત તો નાશ પામેલી છેજ"—તેની પેઠે અનીતિને રસ્તે જે પરાયું બથાવી પડવા ઇચ્છેછે તેનું પ્રથમનું હોય તે પણ નાશ પામેછે, તો હે ગુરૂજી ભ્રાત ! એ ન બાણેજનું કાસળ કાઢી મિથ્યા કલંક તહોરી બાપદાદાની ઉજ્વળ કીર્તિને ઝાંખ લાગે તેવું કરો નહીં. તમે નિંદ્ય રીતે કાર્ય સાધી ભલે રાજાધિરાજ બનશો, તોપણ ખરા ક્ષત્રી બચ્ચા તમને કદી પણ માન દેશે નહીં, અને જગત પિતાની હજુરમાં બુરાં કૃત્યની સજા થશે તેતો જૂદી. માફ કરજો વધતું ઓછું.

**વિક્રમસિંહ**—તમે બેઠા બેઠા જોયા કરોને ! જોધસિંહ એમ છેક હલકે છેડે જાય તેવા નથી.

(એમ કહી રાણાજીની ઉત્તર ક્રિયાપર માણસો મોકલવાનો ઠરાવ કરી ખાનગી મંડળ જમવા ઉઠેછે.)

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—સુંદરબાનો મેહેલ

**સુશિલા**—બા રાણાજીને દેવ થયાં બાર માસ થવા આવ્યા તોપણ તમે શોક તજતાં નથી એ સારૂં નથી.

**તેજાં**—ફિકરમાં ને ફિકરમાં બાનું શરીર અરધું એ ક્યાં રહ્યું છે.

**સુંદરબા**—શા સુખ ઉપર બેન સારૂં લાગે ? રાણાજી, ગયાજી પધાર્યા ત્યારની હૈયા હોળી બળેછે. તેમાં વળી હવે તો તેટલું સુખ પણ નાશ પામ્યું. ભલે વૃદ્ધ પણ મારૂં સર્વ સૌભાગ્ય હતું. હવે મારૂં જીવવું મિથ્યા છે. શું રાણાજીનો પ્રેમ ! ખરેખર, સતીઓ પોતાના પ્રાણપ્રિય સાથે જ્વલંત આગમાં એકદમ કુદી પડે છે તે આવા શુદ્ધપ્રેમની લાગણીને લીધેજ.

**સુશિલા**—હા બા. એ તો આપણા મોકળસિંહનાં નસીબ કે. રાણાજી અહીં દેવ ન થયા, નહીં તો આપને સત્ ચડ્યા વગર રહેત નહીં. આ વિરભૂમિમાં એની નવાઈ નથી.

**તેજાં**—પણ મોકળસિંહ નિરાધાર થઈ જાત, અને આપણી શી વલે થાત, તે હું કહી શકતી નથી. મોકળસિંહ હજુ બાળક છે, તે મોટા થઈ રાજ્યાસને બિરાજે ત્યાં સુધી તો બાના શરીરનો ઘણોજ ખપ છે. ઈશ્વર એમને દીર્ઘાયુ આપે.

**સુંદરબા**—પરમેશ્વરે જે સુખ દુઃખ આપ્યું તે અલબત્ત સહેવું જોઈએ, પણ સ્ત્રી જાતના કોમળ કલેજાંમાંથી આવા સખ્ત ઘા એકદમ વિસ્મૃત થતા નથી.

રૂપાં—બા. એ બધી વાત ખરી, પણ હવે મોકળસિંહના હિતકાર્યમાં લક્ષ દઇ, અમારી ખિન્નતા ઓછી કરો તો સારૂં. આપનું દુ:ખ જોઇ અમારા હૃદયમાં કેવો શોકાગ્નિ સળગે છે, તે અમારૂં મન જાણે છે, કેમકે “ગાયને સૂખ તો ગર્ભને સૂખ”

સુંદરબા—રાગ—દક્ષિણીરાહની લાવણી—

સુખ સૌભાગ્ય નાશ, કેમ રહેવાયરે;
વસતા દૂર, જાણી હજુર, ધરતીપૂર, ધિરજ ઉર;
હવે નહીં જીવાયરે—સુખ સૌભાગ્ય—૧
પ્રાણનાથ વીણ, કોણ સહાયરે;
દિલકપાટ, બંધમાટ, ઘરૂં ઉચાટ, વૈભવદાટ;
ધિરજ નવ ધરાય રે—સુખ સૌભાગ્ય—૨.

સુશિલા— રાગ ઉપરનો.—

ધરોને બાઇ ધીર, હૃદય આપરે
મોકળબાળ, કરો સંભાળ, દિન દયાળ, રાખે ભાળ.
તજો મન સંતાપ રે—ધરોને બાઈ—૧
લ્હાવ લીધ પૂર્ણ, બાઇ આપરે.
નહીં કચાશ, હવે શી આશ, મોહપાશ, નાખો ફાંસ.
બન્યાં છો રાજ માતરે—ધરોને બાઈ—૨

સુંદરબા—પ્રિય તેજાં, સુશિલા?—ફક્ત ચંદ્રસિંહજીના પ્રૂર્ણ આધાર વડે મારૂં જીવન ટકી રહેલું છે. તેઓ મને સગી માતાથી અધિક ગણી માન આપે છે, ને કોઇ વાતની ઓછપ લાગવા દેતા નથી, તેથી જરા મારૂં મન શાન્ત થાય છે. ચંદ્રવીર સરખા આ પ્રૃથ્વીપર થોડાજ પાક્યા હશે ને પાકશે.

**સુશિલા**—બાઇ સાહેબ? મંડોરથી જોધસિંહ, રાણાજીની વરસી ઉપર શોક મૂકાવવાને આવવાના હતા તે કેમ હજુ પધાર્યા નહીં? જો સાથે માજી સાહેબ પધારે તો આપના મનનું દુઃખ કંઈક ઓછું થાય.

**સુંદરબા**—માજીએ આ પુત્રીને હાથે કરીને કૂવાગાં હડસેલી દીધી છે, તે તેઓ સારી પેઠે જાણે છે, એટલે મોં દેખાડતાં હવે શરમાતાં હતાં, ભાઈ કોઈ કામમાં હશે, પણ થોડી મુદતમાં આવવા જોઈએ.

**તેજાં**—( બારણેથી આવીને ) બા. આપના મોટા ભાઈ તથા પિતાશ્રી બંને આપને મળવા પધારે છે.

( બને જણુ આવે છે. )

**રણમલસિંહ**—( પોતાની દીકરીને શોકાગ્રસ્ત જોઇ આંખમાં આંસુ લાવી. ) બેન શરીરમાં તો કાંઈ રહ્યું નથી. પરમેશ્વર તને સહાય કરો, હોય, ઈશ્વર જે કરે તે સહેવું જોઈએ: મોકળસિંહને દીર્ઘાયુ આપી તે સદા સુખજ આપશે.

**સુંદરબા**—( મનમાં, પરમેશ્વર ક્યાં દુઃખ દેવા આવ્યા હતા. તમે પોતેજ આપ્યું છે?. ) હોય બાપુ. સુખ દુઃખ ચાલ્યું જાય છે. દુઃખ સહે માણુસ અને ભૂખ સહે ઢોર. આપની કૃપા વડે સૌ સારૂં થશે.

**જોધસિંહ**—બેન હમણાં તો જરા દુઃખ સહન કરવું પડશે, પણ મોકળ મોટો થયે તેનો બદલો વળી જશે.

**સુંદરબા**—હા ભાઈ? આથી હવે કયું દુઃખ વિશેષ પડવાનું છે.

**રણમલ**—બેન, બીજું દુઃખે હોય. રાણાજીની તો ખામીજને? સ્વતંત્રતા મટીને પરતંત્રતા વેઠવી પડેછે.

**સુંદરબા**—ના બાપુ; બીજું કંઈ દુઃખ નથી.

**જોધસિંહ**—પરાધિનતામાં દુઃખજ હોય. **"पराधिन स्वप्ने सुख नाहीं."**

**સુંદરબા**—હું સ્વતંત્રજછું. પરતંત્ર નથી.

**જોધસિંહ**—બા તો નામ નહીં મૂકે. અમે તો પોતિકા ગણાઇએ. અમારા આગળ કંઇ છુપાવવું એ ઠીક નહીં.

**સુંદરબા**—અન્ય દુઃખ કાંઇજ નથી. હોય તો તમને જણાવ્યા વગર રહું?.

**રણમલ**—બેન ? જાણ્યા દુઃખનો ઇલાજ થાય, માટે કંઈ હોય તો કહેજે. બીજા બધાની લાગણી અને અમારી લાગણીમાં ફેરજ.

**વિદૂષક**—હા રાજાધિરાજ ? આપની લાગણીનો પ્રકાશ તો આગળ જણાશે. હવે વધુ શું કામ તસ્દી લ્યોછો ? ધીમે ધીમે મંત્ર સાધના કરોને?.

**રૂપાં**—( પ્રવેશ કરીને ) બાપુ તથા જોધસિંહને જમવા માટે ચંદ્રસિંહજી તેડાવેછે. ( સૌ જાય છે. )

---

## प्रवेश ४ थो.

### સ્થળ—મેવાડનો દરબાર.

( મહારાણા મોકળસિંહની જય બોલી ખાલી ગાદીને નમન કરી સૌ સૌને સ્થાને બેસેછે. )

**ચંદ્રસિંહ**—પ્રધાનજી ! મંડોરગઢથી રાવ રણમલ અને જોધસિંહ આવેલા છે, તેની તમને ખબર તો હશે ?

**દયાળશાહ**—હાજી. તેઓ હમણાં કયાં છે?

**ચંદ્રસિંહ**—મારા મહેલમાં તેઓએ જરા વિરામ લીધો છે.

( બડેજાઓ મહેરબાન સંગ્રામ, દોલતબાદે નજર રખો. વગેરે લાંબા શબ્દોથી છડીદાર નેકી પોકારેછે ને રણમલ તથા જોધસિંહ પ્રવેશ કરેછે. પછી બધા હળીમળી પોતપોતાના સ્થાનકે બેસેછે. )

**ચંદ્રસિંહ**—દયાળશાહ ? જોધસિંહજી ખરેખરા રાજનીતિજ્ઞ પુરૂષ છે.

**દયાળશાહ**—હાજી. મેં પણ સાંભળ્યું છે. તેમના દિવાન બુદ્ધિધન સાથે તેમને ઘણીવાર અથડા અથડી થાય છે.

**વિદૂષક**—એમની રાજનીતિની ખુબી તો હજુ ધીમે ધીમે આપને જણાશે મહારાજ !!

**જોધસિંહ**—આ વિચિત્ર વેશધારી રંગલાને આપે ક્યાંથી પકડી આણ્યો છે ? એ તો વિવાહમાં વરસી કરે તેવો જણાશે. !!

**વિદૂષક**—હા. જોધસિંહજી. આપ સુજ્ઞતો જ્યારે વરસીમાં વિવાહ કરી જશે ત્યારેજ ખરૂં રાજનીતિજ્ઞપણું જણાયછે ! !

**ચંદ્રસિંહ**—(જોધસિંહને ) એ તો મસ્કરો છે. કામકાજથી જરા કંટાળ્યા હોઇએ છીએ ત્યારે એ ઠીક ગમત આપેછે. એના બોલવા સામું આપને કંઇ જોવાનું નથી.

**દયાળશાહ**—બુધ્ધિધનનાં વખાણ તો રાજસ્થાનમાં સારાં સંભળાય છે.

**જોધસિંહ**—અરે એ તો માથાકુટીઓ છે. તેની એ ખરાબ ટેવને લીધે હાલ રજાદેવી પડી છે, ને આ વિક્રમસિંહ, દિવાન તથા સેનાપતિનો હોદ્દો ચલાવે છે.

**ચંદ્રસિંહ**—(સેનાપતિને મજાકમાં) કેમ રત્નસિંહ ? તમને દિવાનજીનું કામ સોંપીએ, ને પગાર વધારીએ તો બંને કામ લેશો?

**રત્નસિંહ**—આપ રાજાધિરાજની કૃપા એજ દિવાનગીરી અ-

ને લાખો રૂપિઆ છે. કદરદાનની નોકરી તેજ નોકરી; બેકદરની પાસે ભારે પગારે રહેવું પણ સલામતી ભરેલું નથી.

**દયાળશાહ**—આપણા તમામ અધિકારીઓ પોતાનાજ કામમાં કુશળ રહેવા રાજી છે. બે ત્રણ કામ ભેગાં સોંપી, બધાંજ બગાડવાં, અને પોતાનો લોભ પુરો કરવો, એ ઉત્તમ રાજનીતિજ્ઞને જેબ આપનારૂં નથી. મંડોરમાં વખતે એમ કરે તો ચાલે, પણ આપણા વિશાળ રાજ્યમાં તેમ કરવું કદી નભે નહીં,

**ચંદ્રસિંહ**—આજે શું કામ કરવાનાં છે?

**દયાળસિંહ**—(૧) અમરપુરના ગરાસની વહેંચણી, ધર્મચંદશેઠનો દીવાની કેસ, અને નનુમલનો ફોજદારી કેસ. એ મુખ્ય છે. બીજાં પરચુરણ છે.

**ચંદ્રસિંહ**—અમરપુરવાળા આપણા ભાયાત છે, ભાગ ઘણા થઇ ગયા છે, માટે જો વહેંચણી કરી શું તો સર્વે એક સાધારણ ખેડૂત જેવા બની જશે, ને પંદર ઘોડાથી લશ્કરમાં હાજર નહીં થઇ શકે, તેથી તે ગામ મોટા ભાગદારના ભાગમાંજ રહેવા દઇ, બાકીનાને થોડી થોડી જમીન આપો, નહીં તો આપણા દરબારમાં યોગ્ય નોકરી આપો. (૨) ધર્મચંદ શેઠને કહેવું કે તમારૂં લેણું વાજબી છે, પણ જો બધું એક સાથે તમને અપાવીએ તો નારણદાસ શેઠ પાયમાલ થઇ જાય. માટે તેઓ ધીમે ધીમે ભરી દેશે એ બાબત નારણદાસને અનુકુળ આવતાં કાંધાં ઠરાવી આપજો. (૩) નનુમલનો કેસ ફોજદારી છે, ને તેમાં તેઓ શિક્ષાપાત્ર ઠરે તેમ છે, તોપણ તેઓ રાજ્યના જુના ખેરખ્વાહ છે ને આપણને ઘણીવાર અણીને વખતે મદદ દીધેલી છે, વળી સંભાવિત ગૃહસ્થ છે, કોઇ વખત ગુનો કર્યો નથી, તો ખાનગીમાં બોલાવી ફરીથી આવું અઘટિત આચર-

ણુ નહીં કરવાની સમજુત દેજો.

**દયાળશાહ**—રત્નસિંહે શિકારમાં રાણાજીનો જીવ બચાવ્યો હતો, તેને માટે ઇનામ આપવા આપે મને ફરમાવ્યું હતું, પણ હજુસુધી કંઇ થયું નથી.

**ચંદ્રસિંહ**—સદલ, અને ગજેર, એ બેગામ યાવત્ચંદ્ર દિવા કરી આપો, પણ તેની સાથે એટલી સરત કરજો કે તેઓ ૨૦ ) ઘોડાથી રાણાજીની નોકરી બજાવે.

( એવામાં ગસુંદા ગામના ગનાશિયા પ્રવેશ કરીને, " મહારાણા ચંદ્રસિંહની જય થાઓ " એમ બોલેછે. )

**ચંદ્રસિંહ**— **ગીતિ.**

મોકળસિંહ રાણા છે, ફરી દૂવાઈ તેહ તમે જાણો;
વારવાર નહીં ભૂલો, ચંદ્ર પટાવત સદા ઉરે આણો.

**જોધસિંહ**—આપ ઘણા વખતથી કામકાજ કરોછો, વળી રાણા રૂપ છો, અને તેઓ ગામડીઆ છે, એટલે તેમનો વાંક નથી.

**ચંદ્રસિંહ**—હા, એવાત ખરી, પણ રાણાજી તરીકેનું તમામ માન, મોકળસિંહનેજ મળવું જોઈએ. ( એટલું બોલી ગરાશીઆને પૂછેછે કે, કંઇ અરજ છે? )

**વિજયસિંહ**—(બધાની વતી કહેછે. ) નાજી. આપના રામરાજ્યમાં કંઈ હરકત હોયજ ક્યાંથી ? કે અમારે અરજ કરવી પડે. આપે જમીન સંબધી અને લશ્કર સંબંધી જે નવા કાયદા બનાવ્યા છે, તેથી સર્વ પ્રજા, ભાયાત, અને ગરાશીઆ રાજી રાજી થઇ ગયાછે.

**ચંદ્રસિંહ**—આ રાજ્ય કારભારને રામરાજ્ય તે કેમ કહી શકાય?

**લક્ષ્મણ બારોટ**— **ઇંદ્રવજ્રા.**

સ્પર્ધા કરે ઈંદ્ર યશસ્વિ તારી, પ્રજાતણું રક્ષણ ધર્મ ભારી;

વિજ્ઞાની ન્યાયી રણ ધૈર્ય ધાતા, ભલે કર્યો ભૂપ તને વિધાતા.

**રત્નસિંહ**—(સેનાપતિ) દુશ્મનો તો નામથીજ ત્રાસ પામી ગયાછે, આપણા શૂરવીર યોદ્ધાઓ લડાઈ ચાહેછે, પણ કોની સાથે લડવું?

**દયાળશાહ**—દિલ્લીપતિનો દમ નથી તો બીજાના શા ભાર?

**લક્ષ્મણ બારોટ**—આપે રાજ્યભાર માથે લીધોછે ત્યારથીજ સર્વ પ્રજા ખુશી થઈ ગઇ છે, અને કહેવા લાગીછે કે તેઓ પણ હવે રાણાજી જેટલાજ હક આપશે. રૈયતને મન એક પત્નિવ્રત્ત, પિતા વચન માટે રાજ્ય તજવું, અને એકજ તીર, એ બધું આપનામાં છેજ.

**દયાળશાહ**—મહારાજા? નવાણ બંધાવવાનું કામ હવે બંધ રાખીએ તો ઠીક. ઘણા ખરા ગામોમાં થઇ ગયાંછે.

**ચંદ્રસિંહ**—એકવાર તપાસ કરવો, ને જો કામ પૂર્ણ થયું હોય તો પ્રજા સુખનાં બીજાં કામ શરૂ કરો. જેનો પૈસો લઇ ખજાનો તર કરોછો, તેને સુખ આપી યથાસ્થિત રક્ષણ કરો, નહીં તો જગત્ પિતાને ત્યાં જવાબ દેવો પડશે. હમણાં ખજાનો ભરપૂર છે ને લડાઈ છે નહીં, માટેજ કર ઓછો કરી નવેસરથી જમાબંદી કરાવીછે.

**દયાળશાહ**—આજ્ઞાનુસાર વર્તીશ મહારાજા.

**ચંદ્રસિંહ**—સેનાપતિ? તમારે કાંઈ કહેવાનું છે?

**સેનાપતિ**—આપની અનુપમ રાજનીતિમાં શું ખામી હોય પણ લશ્કર હવે લાંબા વખતથી નવરું પડી રહેવાથી લડાઈ માગેછે.

**ચંદ્રસિંહજી**—વિના કારણે લડાઇ ઉઠાવી, ગરીબોને રંજાડવા, એ રાજનીતિથી ઉલટું છે. લડાઇ કરવામાં કદિ આપણે ફતેહ પામીએ તોપણ શું? આપણને થોડું ઘણું પણ નુકસાન ખમવું ન પડે? એટલી મુદત રૈયત હેરાન ન થાય? માટે સમાધાનીમાંજ રા-

જા પ્રજાનું હિત સમાએલું છે.

**સેનાપતિ**—પણ લશ્કર ઉન્મત્ત બની નવરૂં બેસી રહે, એ મને ઠીક લાગતું નથી.

**ચંદ્રસિંહ**—હમણાંના નવા કાયદા પ્રમાણે પગારદાર લશ્કરફ- કત ચાર હજારજ રહેશે. અને તે પણ પાંચ પાંચ વરશે બદલાશે. એટલે તમે ધારોછો તે અડચણ દૂર થશે. બીજુ ભાયાતી લશ્કર તો જરૂર પ્રસંગેજ કામ લાગવાનું છે.

**દયાળશાહ**—પરચુરણ કામ સાંભળો મહારાજ.

(ચંદ્રસિંહ બધાના મોઢેથી ફડચા કરી, સંધ્યાસમય થવાથી ક- ચેરી બરખાસ્ત કરેછે અને સૌ રજા લેછે. )

(પડદો પડેછે. )

---

## પ્રવેશ ૫ મો.

### સ્થળ સુંદરબાનો મહેલ.

**સુંદરબા**—પિતાજી ? આપે તો ફરી દર્શને ન દીધાં ? (ર- ણમલને જોધસિંહ બંને, ચંદ્રસિંહની માર્મિક ખોદણી કરેછે)

**જોધસિંહ**—બેન. રાણાજીની મરજી સાચવવી જોઈએ.

**સુંદરબા**—રાણાજી નાનું બાળક છે, તેની મરજી શું સાચ- વવી છે ?

**રણમલ**—બેન. ખરા રાણાની હજુરમાં રહ્યા હતા, કે જેમ- ને રાજી કરવાથી કાંઇ ફળ થાય.

**સુંદરબા**—ખરૂં. રાણાજીની કુલ સત્તા ભોગવવાની ચંદ્રસિંહ- નેજ સત્તા છે. પણ તેમની ખુશામત કરવાની જરૂર નથી.

**જોધસિંહ**—બા. ખુદ રાણાજી અને રાજમાતા તેમની ખુશા-

મત કરે, તો અમે ખંડિયા રાજા શા હિશાબમાં ! અમારી ખંડણી એમણે ઓછી કરી.

**સુંદરબા**—ક્યારે ખંડણી બંધ કરી ?

**રણમલ**—જુઓ ખૂબી ? બાને કંઇ ખબરે છે !

**જોધસિંહ**—બાને શી ખબર પડે ? કોણ તેમનો ભાવ પૂછેછે? ભલે એક ખૂણે પડી રોટલા ખાય !

**રણમલ**—ભાઈ મોકળ પણ જાણે, તેમની મરજીનેજ આધિન હોય તેમ, તે કહે તો જમે, નહાય, સૂએ, અને બીજું કામ કરે.

**સુશિલ**—એ તો અહીં રહેતાજ નથી. રાણાજી છતાં પણ ત્યાંજ રહેતા, ને મોટા પણ ત્યાંજ થયા.

**સુંદરબા**—ચંદ્રસિંહજી અને તેમનાં રાણીજી બહુ પ્રેમ રાખેછે. તેથી તેઓ બંનેની સાથે બહુ હળી ગયેલ છે. મારી પાસે તેમને ગમતું નથી. એટલે હું તેને અહીં ઝાઝું બોલાવતીજ નથી.

**રણમલ**—ચંદ્રસિંહજીનો વૈભવ અને ઠાઠમાઠ મૂકી, અહીં આવવાનું કોને મન થાય ? પોતાની શોકને જોઈને ભોળી બેનને કેવુંહેત ઉપજેછે ?

**જોધસિંહ**—પારકે પૈસે મઝા માણવી કોને ન ગમે? એમનો મહેલ જુઓ, ને આ રાણાજીનો મહેલ જુઓ ?

**સુંદરબા**—ભાઇ એમ નથી. તમારા જેવા સંભાવિત ગ્રહસ્થો આવે, તો તેમને ત્યાં મળવા જાય, વળી તે હાલ રાણાજીને ઠેકાણે છે તો તે પ્રમાણેનો ઠાઠ રાખવોજ જોઈએ.

**રણમલ**—ખરી વાત બેન ! મોટાં માણસ તેમને ઘેરજ મળવા જાય ! કારણ કે ત્યાં તેમનું દળદર ફેડાય, અહીં આવે તો શું વળે તેમ છે? રાજમાતા, અને રાણાજી તો પોતાને બાંધી આપેલી

રકમમાં ગુજરાન ચલાવી વૈભવ ભોગવવો હોય તો ભોગવે, અને-પોતે લાખો રૂપિઆ મરજી મુજબ ઉડાવે !!

**સુશિલા**—બાપુ ? જેની પાસે સત્તા છે, તેમની પાસે બધા જાયજ તો ?.

**જોધસિંહ**—ગામ લોકો પણ કોઈ અહીં આવતા જણાતાનથી.

**સુંદરબા**—ભાઈ ? પુરૂષનું અહીં શું કામ છે ? કોઇ વખત બૈરાં આવેછે. ચંદ્રસિંહજી પોતે અહીં આવતાં શરમાય છે, રઘુદેવજી આવતા તેમને પણ મના કરેલી છે. ને તે બધું સારા માટેજ છે. સ્ત્રીઓએ એમજ રહેવું જોઈએ. નહીંતો રાજકિય મામલામાં કલંક આવતાં વાર ન લાગે.

**વિક્રમસિંહ**—બાપુ? ચંદ્રસિંહજીની રાજકુશળતા ઘણી વખાણુવા લાયક છે.

**રણમલ**—તે પાણી પહેલાં પાળ બાંધેછે. એનાં ફળ આગળ જણાશે.

**સુંદરબા**—એમની રાજનીતિ એવી સારી છે કે, તમામ રૈયત તેમને વશ છે. શત્રુઓ ધ્રુજેછે, અને તેના નામથી સર્વ કોઈ ફિદા થાય છે.

**જોધસિંહ**—પ્રીતિ અને ભય, બંને સાથે રાખી શકે છે. ખરે તેમના સામે કોઇ ઉંચું માથું કરી શકે તેવું નથીજ.

**રણમલ**—આજેજ સેનાપતિને બે ગામ, પૂરોહિતને બે હજાર રૂપૈઆ કન્યાદાન માટે, અને શેઠ શાહુકારોને પોશાક મોકલ્યા.

**સુંદરબા**—પોતાની રૈયત એ, પોતાનાં બાળબચ્ચાં જેવી છે, અને તેમાં પણ મેવાડની રૈયતની નિમકહલાલી જુદીજ છે, તો બેશક એમ ખુજ કરવીજ જોઇએ.

**રણમલ**—પણ બા, તમે તેમાં કાંઇ જાણો છો ?

**સુંદરબા**—ચંદ્રસિંહજી જેવા નીતિનિપુણ અને બુદ્ધિમાનને મારી સલાહ લેવાની શી જરૂર ? શું તેમના કરતાં મારામાં વિશેષ અક્કલ છે ? કદાપિ તેઓ મને સારૂં લગાડવાને પૂછે તો, તમામની મારે હાજી પાડવી પડે, તેના કરતાં તેઓ પોતાની મેળેજ કરેછે એ સારૂં છે.

**રણમલ**—બેન આમ ક્યાં સુધી ચલાવશો ?

**સુંદરબા**—રાણાજીનો સાફ હુકમ છે કે, મોકળ મોટો થાય તોપણ રાજ્યકારભારની કુલ સત્તા ચંદ્રસિંહનાજ હાથમાં રહે.

**જોધસિંહ**—રાણાપદ ધારણ કર્યા સિવાય, રાણા તરીકેની સર્વ સત્તા તેજ ભોગવશે, તો પછી રાણાપદમાં શું બાકી રહ્યું ?

**રણમલ**—વખત આવે. રાણાપદ પણ ધરાવશે. તું બેઠો બેઠો જોયા કરને !

**સુંદરબા**—એ કેવા લોક પ્રિય અને નિમકહલાલ છે? તે મારી અને મોકળની કેટલી ખાતર બરદાસ કરેછે ? તેજ મોકળને ઉછેરેછે, વિનાસ્વાર્થે રાજ્ય ચલાવેછે, ને મને કોઇ જાતની હરકત પડવા દેતા નથી, છતાં તમે તેમનાપર વહેમ લાવો છો તેનું કારણ સમજાતું નથી.

**જોધસિંહ**—બેન માફ કરજો. અમારા પેટમાં બળે માટે અમારે કહેવું પડે, નહિતો અમારે શું લેવા દેવા છે, તમારે સહુ આડું આવશે, માટે મરજી હોય તો કહું,

**રણમલ**—આપણે આપણી ફરજ બરાબર બજાવવી જોઇએ, પછી માને ન માને તો એમનાં નસીબ.

**વિદૂષક**—(પ્રવેશ કરી) તમારા જેવા પેટમાં સવા હાથની કા-

તી રાખી ઉમદા શીખામણ દેનાર બીજા કોણ મળે!!

**સુંદરબા**—(ગભરાઇને) પિતાજી? એવું તે શું છે?

**જોધસિંહ**—બેન? તમે સ્ત્રી જાત છો. તમારા આગળ વાત કરતાં ઘણી ધાસ્તી ખાઇએછીએ, કે રખેને બીજા કોઇ આગળ આપણી ખાનગી વાત ભોળાં બની કહી ધો. જે વાત છે તે તમારા લાભનીજ છે. અમારે તો ઓછુંજ રાજ કરવું છે? તમારે સુખે સુખ ને દુઃખે દુઃખ.

**સુશિલા**—ભાઇ? જે હોય તે બેધાશક કહી ધો. બાના હિતની વાત છે તેમાં શું કામ ખંચાઓછો?

**રણમલ**—જોધસિંહે તમામ વાતની ખરી બાતમી મેળવી તપાસ કરીછે તે તમારા આગળ વિદિત કરેછે. બેને હજુ રાજકિય કારસ્તાન જોયાં નથી, તેથી શું ખબર પડે? ભલે જોધસિંહ? બેનને બધું નિવેદન કરો.

**જોધસિંહ**— દીંડી—

સુણો બેન મુજ વાત હીતકારી,
રાજ કાજ સર્વ ઉરે જોયું ધારી;
ચંદ્રસિંહતણું જોર ઘણું ભારી,
સર્વ કાર્યમાં તને ખરે વિસારી. ૧
વરતી સ્વચ્છંદે નિજ હુકમ તે ચલાવે,
ધારે મન વિષે કે રાજ્ય હાથ આવે;
મરજી મુજબ તને અન્ન વસ્ત્ર આપે,
તું રાજ્યમાત ડરે તે પ્રતાપે. ૨
કશો હુકમ નહીં બેન જોને તારો,
જોઇ સર્વ દાઠ જીવ બળે મારો;

મોકળરાય છતાં સૂખ નવ્ર નિહાળ્યું;
ચાલે નાવ તારૂં ચંદ્રસિંહ પાંળ્યું. ૩
મોઢપણે મોકળ રાજ નહીં સોંપે,
તેને જોઇ તું તો મન થકીજ કાંપે;
કહી કોણ હુકમ તેહનો ઊથાપે,
સઘ ચેતી હવે લ્યો ઉપાય ચોંપે. ૪
ઢીલ થતાં રાજ્ય ગયું જાણુ તારૂં,
આગમ ચેતી ખ્યાલ જોઇ ખરી ધારૂં;
જરા તેજ બની રાજ્ય હીત તાકો,
દુઃખતણો પછી નહીં રહેજ આંકો. ૫

**સુંદરબા**—( આખરે સ્ત્રી જાત એથી જરા ભરમાઇને, ભાઇનું કેહેવું ખરૂં હશે એમ ધારી ) ભાઈ ? તમે આ બધું શા ઉપરથી કહોછો ? શી તપાસ ચલાવી ?

**જોધસિંહ**—અમે ચાર દિવસથી તમારી પાસે નહોતા આવ્યા તેનું કારણ એજ હતું. અમે આ તપાસ પાકે પાયે કરીછે. અગને એની તમામ રીતભાત જરા શકવાળી લાગી, તેથી વિક્રમસિંહને એની બરાબર ચોકસાઇ કરવાને સોંપ્યું હતું.

**સુંદરબા**—પછી.

**વિક્રમસિંહ**—(જોધસિંહના સંકેત પ્રમાણે જવાબ દેછે) બા. આ ગામના એક બે આબરૂદાર સરદાર, કેટલાક, અમલદાર, અને સંભાવિત ગૃહસ્થોને હું ખાનગી રીતે મળ્યો, અને વાતચિતપરથી તેમના વિચાર જાણી લીધા, તો અમારા વિચારને મળતોજ અભિપ્રાય તેમનો જણાયો. તેઓએ પોતાનાં નામ ઠામ આપવાના મને કસમ દીધાછે, તેથી તે કહેવાને લાચાર છું, પણ બેન આટલાપર-

થી બધું સમજીજ લેજો.

સુંદરબા—(વિશેષ ભરમાઈને)—રાગ સોરઠ ગોડી—

વાત મારી પાયાદારી રે,
ચંદ્રસિંહ છે સત્તા ધારી—ટેક.
છતે રાણાજી સત્તા તેણે,
ચોગરદમ વિસ્તારી રે. ચંદ્ર ૧
પ્રબળ પરાક્રમી એ છે પૂરો,
કહેતા કંઈ હામ મારી રે. ચંદ્ર ૨
નેકી ટેકી પૂર્ણ પ્રતાપી,
રાજ્યનીતિ ઘણી સારી રે. ચંદ્ર ૨
રીસાઈને કદી રાજ્ય એ છોડે,
દેશમાં થાય મારા મારી રે ચંદ્ર ૫
હિંમત મારી એથી ન ચાલે,
મોકળ કોણ આધારી રે. ચં૦ ૬
સલાહ મારી કંઈ નવ લેતો,
ઉલટી કરે તકેદારી રે. ચં૦ ૭
જોર ઘણું છે એહનું ભાઈ,
સઘળા કરે તરફદારી રે. ચં૦ ૮
ઉપાય હોય તો કહે તું ભાઈ,
પુત્ર પીતા જુઓ ધારી રે ચ૦ ૯

જોધસિંહ— રાગ ગીતિ—

ફિકર ફના કર એની, રાજ્યતંત્રની રૂડી રીત જાણું;
છતે ભાઈ અમ જેવા, ફોકટ શાને ગુમાવવું નાણું. ૧
મોકળ રક્ષા કરીને, તાલિમ દઉં શુભ રાજ કાજ કામે;

રજા તુજ લઇ જાઉં, લગામ સોંપ્યા પછી નીજ ધામે. ૨
એમાં બાર નથી કાંઇ, પ્રબળ પરાક્રમ જાણે તું મારૂં;
ઉભય રાજ્યનું સાથે, હુકમ હોય તો કરૂં કારભારૂં ૩
નેકી ટેકી પૂરો, વચન બાણુ નહીં સહન કરે દિલમાં;
હામ ધરી ધધડાવો, હીન વાત આ રાખે નહીં દિલમાં. ૪

**સુંદરબા**—ત્યારે તો કંઈ ફિકર નહીં ભાઇ. ધીમે ધીમે હું તેને કાને વાત નાંખી, તે રાજ્ય છોડી રીસાઈ જાય તેમ કરીશ.

**વિદૂષક**—જોધા ભાઇ ? બેન ભોળાં છે, માટે જરા ભણાવી ગણાવી પાવરધાં કરજો, નહીં તો વિવાહની થશે વરસી ને કામ જશે વણસી ! !

**જોધસિંહ**—વિદૂષકને રંગલાજી ? તમારી સલાહ વાજબી છે. એ વિચારમાંજ હું હતો.

**વિદૂષક**—એ તો મને નાભી સુધી તમારો ભરોસો છેજ, કે દાવપેચ લગાવવામાં તમને કંઇ કહેવું પડે તેમ નથીજ્જ! પણ મેં તો મારી ફરજ અદા કરી !

**જોધસિંહ**—(બેનને)—બેન? તમે ભોળાં ને ઉતાવળિયાં છો, માટે એકદમ તડભડ કરતાં નહીં. હમણાં કંઈ ચંદ્રસિંહને કહેવાની જરૂર નથી, પણ અમારા મંડોર ગયા બાદ પંદરેક દહાડે ધીમે ધીમે તેની નિંદા શરૂ કરવી, ને તે તેને કાને પડતાં, એ તિડક મિરઝાં પાધરા પલાયનજ કરશે. તેના ગયા પછી જરા પણ ન ગભરાતાં તુર્ત અમને ખબર કરજો કે અમે ચાંપરાજને મંડોરનું રાજ સોંપી સત્વર અહીં આવીએ. (ખબર અંતર, વિશેષ સમજુતિ, વગેરે વાતચિત હળીમળી મંડોર જવાની રજા લઇ સર્વ સુવા જાય છે.)

(પડદો પડેછે)

# પ્રવેશ ૬ ઠ્ઠો

## સ્થળ ચંદ્રસિંહનો જનાનો.

**કૃષ્ણાકુમારી**—(દાસીને) સુરતા? રાણાજી પધાર્યા પછી પ્રાણનાથ સાથે બે ઘડી વાત કરવાનો પણ વખત મળતો નથી.

**સુરતા**—બાઈ સાહેબ! આખા રાજ્યનો ભાર માથે, એટલે પછી તેઓ શું કરે?

**કૃ૦**—ભાર વહન કરવાથી શું ફાયદો છે?

**ચંદ્રસિંહજી**—(પ્રવેશ કરીને) કેમ પ્રીયા આજ કાંઈ દિલગીર દેખાઓ છો?

**કૃ૦**—દિલગીરી શાની હોય રાત્રિ વિશેષ જવાથી નિદ્રા દેવીનું જોર જણાવાથી એમ દેખાતું હશે.

**ચં૦**—ના ના, ખરી બીના કહો.

**કૃ૦**—આપના જેવા પ્રતાપી સ્વામીની પત્નિને દિલગીરી શાની હોય? મારે જે જોઈએ તે છે, ઈશ્વર પાસે એજ માગું છું કે ભવોભવ આપજ સ્વામી હજો.

**ચં૦**—એમ કરી મુળ વાત ઉપાડી ન ઘો. અલબત્ત તમારો શુદ્ધ પ્રેમ જોઈ, હું આ સંસારમાં મને પોતાનેજ ભાગ્યશાળી ગણું છું. બીજાં કેટલાંક રાજ્યોમાં પતિ પત્નિ અવિશ્વાસથી વરતી પોતાની જીંદગી દુઃખી હાલતમાં ગાળે છે, તેવું આપણા સ્વપ્નામાં પણ નથી આવ્યું, એજ શુદ્ધ સ્નેહી યુગ્મનો ઉત્તમ લાભ છે.

**કૃ૦**—આપ હમેશાં મોડા પધારોછો, ને સુખે ખાવા, પીવા કે બેસવાનું નથી, સંસારનો લ્હાવો લેવોજ જોઇએ, પરંતુ આ વિશાળ રાજ્યમાં એટલું બધું કામ છેકે ખાવા ને સુવા જેટલો પણ ભાગ્યે વખત મળે.

કૃ૦—તમામ અમલદારોને થોડું થોડું કામ વહેંચી આપ્યું હોય તો ?

ચં૦—આપણા તમામ અમલદારો વફાદાર અને વિશ્વાસપાત્ર છે, પરંતુ તેથી આપણે આળસ કરી તે તરફ ઓછું લક્ષ આપવું એ ઠીક નહીં, મારે તમામ ખાતાં ઉપર બરાબર દેખરેખ રાખવીજ જોઇએ. નહીં તો વખતે બધાજ આળસુ થઇ જાય, અને પ્રજાનાં દિલ ઉંચાં થાય. રાજા જાતે કામ કરે યા ન કરે, પણ દરેક ખાતાપર બારીકીથી નજર રાખે તો તેનું કોઈ દિવસ બુરૂં થાય નહીં, અને કોઈ પણ અધિકારી સ્વચ્છંદી ન બને.

કૃ૦—ત્યારે શું ? પ્રજાને માટે આ દાસીનું સુખ વેચ્યું ?

ચં૦—તમારા જેવી સુજ્ઞ સ્ત્રીના મોંમાં આવા શબ્દ શોભતા નથી.

કૃ૦—માફ કરજો પ્રાણેશ્વર ! આપ ગમે તેવી ચાલાકી અને શ્રમ વેઠી આ રાજ્ય ચલાવો છો, પણ તેમાં આપનાં નવાં માતુશ્રી જૂદીજ જાતનો શિરપાવ બંધાવેછે. એમ મેં સાંભળ્યુ છે.

ચં૦—(સારૂં થયું કે એની મેળેજ વાત નીકળી એમ ધારી) તમને શાં રીતે ખબર પડી ?

કૃ૦—હું તો પ્રથમથીજ જાણુતી હતી કે આ ટટ્ટુ લાંબી મુદત નભવું નથી. આપ મુરબ્બી પુજ્ય પિતાશ્રીનું વચન પાળવા, અને સમસ્ત રાજ્ય પ્રજાના લાભને માટે આ રાજ્ય ચલાવો છો, પણ ખરા હકદાર તમે, અને તે રાજ્ય સત્તાનો કુલ અખ્તિઆર આપના હાથમાં, એટલે બીજાને શકા આવ્યા વિના રહે નહી. રાજ્ય મામલા અતિ વિકટ છે, આપ સત્યવાદી અને ભોળા છો, તોપણુ આપે આપની પવિત્ર ફરજ બરાબર અદા કરીછે. હવે ગમે તેમ થાય તોપણુ

અપકીર્તિથી મુક્ત છો, અને એજ આપણને મોટું ઇનામ છે. દુનિઆં આપણને કંકુનો ચાંલ્લોજ કરશે

ચં૦—હવે વાર નહીં લગાડતાં ખરી બીના સત્વર નિવેદન કરો.

કું૦—આપણી વિશ્વાસુ દાસી તેજાં, જેને રાણાજીએ મોકળની માની હજુરમા રાખેલી છે, તે હમણાં આવી હતી. તેણે તમામ વાર્ત કહી કે, રાજમાતા હરઘડી આપની વિરૂદ્ધજ બોલ્યાં કરેછે. જ્યારથી તેમના ભાઈ વગેરે અહીંથી મંડોર ગયા છે ત્યારથી તો તેમની કોણ જાણે મતિજ ફરી ગઇ છે.

ચં૦—બાપુએ, એ બે દાસીઓને, સારી સલાહ આપવા માટેજ રાખી હતી, પણ તે બિચારીઓનું શું ચાલે ?

કું૦—ત્યારે શું ! તેમની સાથે આવેલી દાસીઓનું ચલણ છે?

ચં૦—ના. તેઓ પણ ભલી છે ને હમેશાં સારી સલાહ આપે તેવી છે.

કું૦—તો આ ખટપટ કોણે ચલાવી ? આપની માતુશ્રીનો પ્રેમ આપના પર કંઇ ઓછો નહોતો.

ચં૦—ગમે તેમ તોય સ્ત્રી જાત. ફેરવ્યો પત્થરે ફરે.

કું૦—આપનું મન ઘણા દિવસથી શોકમય લાગતું હતું પણ હું ખરી વાત આપને પૂછી શકતી નહોતી.

ચં૦—હું પણ, તમે એ વાત સાંભળી નાહક દુઃખી થશો એમ ધારી વળી તમારા અચળ સ્નેહથી તે દુઃખની અસર કાંઇક મને ઓછી થતી તેથી કહેતો નહોતો.

કું૦—આ આપની દાસીને આપ સારી રીતે જાણોછો. હું દિલગીરી ધારણ કરી આપને વધારે દુઃખી કરૂં તો મારા પતિવ્રતમાં ખામી ગણાય. તમામ દુઃખ ભૂલવી આપનું મન આનંદમાં રાખવું

એજ મારો ખરો ધર્મ છે.

ચં૦—તેજાં મને પ્રથમ મળી હતી, તે વખતે તેણે જણાવ્યું હતું કે માતુશ્રીનો મન ફરી ગયોછે, અને આપની નિંદા કરેછે, તેથી મેં જાણ્યું કે તેમને બાંધી આપેલું સાલિઆણું વખતે ઓછું પડતું હશે ને તેમનો હાથ સંકોચાતો હશે, એમ ધારી તે રકમમાં મેં પૂરતો વધારો કરી આપ્યો હતો, તોપણ હજુ તેઓ શાન્ત થતાં નથી તેનું કારણ કંઇક ઉંડું લાગે છે.

ફૂ૦—પણ પેટ દુઃખે અને લમણે ડામ દઇએ તેથી શું ફળ? એથી તો ઉલટી પીડા વધે? તેજાંના કહેવા પ્રમાણે તેનું કારણ જુદુંજ લાગેછે.

ચં૦—તેજાંને મેં તપાસ કરવા કહ્યું હતું તે હજુ સુધી કેમ ન આવી?

ફૂ૦—હાજી. તેજાં એ બાબત કહેવા આવી હતી ને ઘણીવાર અહીં બેઠી હતી, પણ આપને જરા દેર થઇ તેથી તે ચાલી ગઈ. તેની મુખમુદ્રા કલેશ પામતી જણાતી હતી, તેમણે જણાવ્યું કે જોધસિંહને કારભાર કરવોછે, ને તેમણેજ બાઈનું ચિત્ત ફેરવી નાંખ્યુંછે.

ચં૦—તેજાં શી રીતે જાનમી મેળવી લાવી?

ફૂ૦—સુશિલા વગેરે આપનાં વખાણ સાથે રાજમાતાને ઠપકો આપતાં હતાં, તે તેણે અદર્શ રહીને સાંભળી લીધો.

ચં૦—સુશિલા વગેરે મંડોરની દાસીઓ જોધસિંહની મોકલેલી છે છતાં, તેઓ પોતાની બાઇનું હિત કઇ બાતમાં છે? તે સમજી આવી ઉમદા શિખામણ આપેછે તેથી તેમને શાબાસી ઘટેછે, વાહ! દાસીઓ તો એવીજ જોઈએ.

ફૂ૦—પણ આખરે ઘણું કહેવા છતાં રાજમાતાએ તે શિખા-

રીઓનું કહેવું કાને ધર્યું નહીં.

ચં૦—માતુશ્રી પોતાના ભાઇ વગેરેથી અંજાઇ જાયછે, પણ તેમની હજુ કુડી મતલબ સમજતાં નથી. ખેર. તેમાં આપણે કંઈ શોક કરવાનો નથી. " કરશે તે ભોગવશે, અને ખોદશે તે દટાશે." પણ આ બધા ઉપરથી તમે શું સિદ્ધાંતપર આવ્યાં તે કહો ?

કૂ૦—આપનો સિદ્ધાંત તેજ મારો સિદ્ધાંત-કમ અક્કલ અબળાને શું ખબર પડે ? છતાં આપ પૂછોછો ત્યારે મારી અલ્પમતિમાં એમ આવેછે કે,—હવે આપણે અહીં રહેવું ઉચિત નથી, તેના કરતાં આપણી જાગીર સંભાળવી, એ ઉત્તમ છે.

ચં૦—મારી પણ તેમજ ઇચ્છા છે. પ્રમાણિકપણે કામ કરવા છતાં પણ પાછળથી આવું ફળ મળે, તેના કરતાં બહેતર છે કે આ સ્થાન તજવું, પણ મારો વિચાર જાગીરમાં જવાનો નથી. એક વાર મેવાડ ભૂમિ છોડી દઇને તેની હદ બાહાર જઈ આપણું પરાક્રમ અજમાવવાની મારી મરજી છે.

કૂ૦—ભલે આપની જેવી ઇચ્છા, પણ હું સાથે આવીશ.

ચં૦—જ્યારે તમે બધી વાતમાં મારી સાથે સંમત છો, ત્યારે આ બાબતમાં પણ થશોજ. હું ક્ષણભર તમારાથી દૂર રહેવા ચહાતો નથી, પણ કાળને અનુસરીને હાલ તમારે મારાથી જૂદાં રહેવાની જરૂર છે.

કૂ૦— **સોરઠની લાવણી.**

અધબીચ મહોબત તોડી એ—રાગ.

લઈ વિદેશમાં સાથે મને, દીલ શોક સમાવો પ્યારા.——ટેક
સુખમાંહી સાથ (૨), સંકટમાં તજવા નાથ;
નહીં પતિ આણા ધર્મ એ, લ્યો કૃપા કરી સંગાત. લઈ ૧

નવ રહ્યું જાય (૨), ક્ષણું એક આપ વિણુ આંહી;
હ્યો સાથ સુખી થાઉં ખરે, લઈ ભાગ દુઃખની માંહી. લઇ ૨

ચ૦— રાગ બનજારાનો.

તજી શોક વાત સૂણ પ્યારી, છે પરદેશે દુઃખ ભારી—ટેક
જઈ પરાધિનમાં રહેવું, જે કષ્ટ પડે તે સહેવું (હો)
શરૂઆતે ન હુકમદારી, છે પરદેશે દુઃખ ભારી તજી ૧
કરી મુકામ પાછો આવું, સાથે તુજને તેડી જાઉં;
કુળ લજ્જા જોને વિચારી, છે પરદેશે દુઃખ ભારી તજી ૨
નહીં ખાન પાન શુભ વાસ, અન્ય સૂખતણી શી આશ;
લાગે દિલમાંહી એ કનારી, છે પરદેશે દુઃખ ભારી તજી ૩
દાસી દાસને રાખો પાસ, રહ્યો રઘુવિરજી આવાસ;
મનમાંહી ધીરજ ધારી, છે પરદેશે દુઃખ ભારી તજી ૪

કૃ૦—હવે લાચાર છું પ્રાણનાથ! આપની મરજી કોઈ પણ રીતે ઉલ્લંઘન કરી શકાય તેમ નથી, પ[illegible] દાસીને સત્વર તેડાવી લેશો, એવી આશા રાખુંછું.

ચંદ્રસિંહ—એમાં કોઈ જાતની ફિકર નથી. રઘુ[illegible]માં કોઈ જાતની હરકત હોયજ નહીં. સૌ સાથે વિવેકથી વરતી ઇશ્વર સ્મરણમાં કાળ નિર્ગમન કરજો આપણે કેવળ સત્યને માટેજ આટલું બધું દુઃખ સહન કરીએ છિયે, તો ઈશ્વર પરિણામે સૂખ આપશેજ, માટે ફિકર તજો, અને મને હમણાંજ રજા આપો, કેમકે હું સવારે એક ઘડીભર પણ આ ભૂમિમાં રોકાવાનો નથીજ.

કૃષ્ણકુમારી—કઈ તરફ પધારવું ધાર્યું છે. સ્વામીનાથ!

ચંદ્રસિંહ—માળવા તરફ. ત્યાંના મહારાજા મારાપર જરા સ્નેહ રાખેછે, ને તે રાજ્ય વિશાળ છે તો એવા મોટા રાજ વગર આ-

પણું પરાક્રમ બીજે પુરતી રીતે પ્રદર્શીત કરી શકાય નહીં, માટે ત્યાંજ જવા વિચાર રાખ્યો છે.

( આખી રાત વાતચિત, શિખામણ, વગેરેમાં ગાળી સવાર થતાં ચંદ્રસિંહ રજા માગી વિદાય થાય છે )

( પડદો પડેછે. )



## પ્રવેશ ૭ મો.

### સ્થળ—સુંદરબાનો મહેલ.

**સુશિલા**—મા, ચંદ્રસિંહજીની નાહક નિંદા કરી આપ પાપી શા માટે બનોછો ? તેના કરતાં રૂબરૂ બોલાવી જે કહેવું હોય તે ઝટ કહીદીયોને ?

**સુંદરબા**—તેમની રૂબરૂ મારાથી એક શબ્દ પણ બોલાય તેમ નથી, તેથીજ મેં આ રસ્તો પકડેલો છે, કે ધીમે ધીમે તેઓ કંટાળીને પોતાની મેળેજ પલાયન કરે.

**સુશિલા**—પણ તેમના જવાથી તમારી, મોકળસિંહની અને રાજ્યની કેવી હાલત થશે તેનો કંઇ વિચાર કર્યો ? વારંવાર કહેવા છતાં આપ, આ દાનદાસીની અરજપર ધ્યાન દેતાં નથી ને નાહક જોધસિંહની તાલમેલથી અંજાઇ, વહેમાઇ, પોતાના પગમાં સ્વહસ્તેજ કુહાડો મારોછો, એ શું આપ સરખાં સુજ્ઞ મહારાણીને કોઇ પણ રીતે છાજે છે?

(એવામાં તેજબા પ્રવેશ કરીને ચંદ્રસિંહ મળવા આવવાની ખબર કહેછે.)

**સુંદરબા**—ભલે પધારે અને જો તમે કોઇ વગમાં ડહાપણ ડોળતાં નહીં ?

**ચં૦**—( પ્રવેશ કરીને ) માજી નમન કરૂંછું.

**સુંદરબા**—પધારો ભાઈ. કેમ ઘણે દિવસે અહીં આવવુંથયું?

**ચં૦**—માતુશ્રી ? આ રાજ્યમહોર, આ ખજાનાની કુંચીઓ, અને આ તમારૂં રાજ્ય. મારે તમારૂં કાંઇ જોઇતું નથી. મારામાં બાહુ બળ અને સદ્ધર્મ શ્રદ્ધા હશે તો આખી પૃથ્વીમાં ગમે તે સ્થળે જઇ હું મારૂં ગુજરાન ચલાવીશ.

**સુંદરબા**—( ચંદ્રસિંહના વિકાળ ચહેરાથી ગભરાઇને )—ભાઇ છે શું ? કોણે તમને રાજ તજવાનું કહ્યું ? તમારાપર તો મારો બધો આધાર છો છતાં આમ નાહક આરોપ નાંખી જવું હોય તો ભલે. મારો કંઈ ઇલાજ નથી.

**ચ૦**—સૈયર દુઃખ શું દાખવું. એ રાગ—રાગગ્રી.

માતા મનમાં વિમાસશો, સાહસ ન કરો કામ;
વડિલ વચન ઉર ધારીને, મૂકો મનની મામ. માતા૦ ૧
દિલમાં નહીં દીલગિર જરા, લોપું વચન નહીં માત;
કૃતઘ્નતાનું આ ફૂળ દેખી, લાગે મનમાં આઘાત. માતા૦
પીતા વચને મેં શિર ધર્યો, રાજ્ય કાર્યનો ભાર;
ઉત્તમ રીતે વહન કરી, દીધું સુખ સહુ સાર. માતા૦
હૃદય પવિત્ર છે આપનું, એમાં નહીં સદેહ;
જેણે ભમાવ્યાં છે આપને, તેણે દીધો છે છેહ. માતા૦
મોકળ મમ પ્યારો ભ્રાત છે, કરજો રક્ષા તેહ;
રાઠોડી સત્તા જામશે, ભૂલશો જોઈ નેહ. માતા૦
સિસોદિયાને સંભાળજો, જે છે રાજ્યના સ્તંભ;
સૂર્ય વંશ દીપાવશે, શત્રૂ ટાળક દંભ. માતા૦
હમીર બાપા રાવનું, નિષ્કલંકિત રાજ;
અધિક પ્રતાપ વધારજો, સંભારી કૂળ લાજ. માતા૦

પૂર્વ પ્રતિજ્ઞા પાળવા, છોડું છું હવે રાજ;
નહીં તો કરૂં ઘડી એકમાં, બળિયું સૈન્ય તારાજ. માતા૦
ભીષણ વ્રત મેં આદર્યું, ગાદી હક કર્યો ખેર;
સત્ય તણો જય છે સદા, ઈશ્વર કરશે મહેર. માતા૦
ક્ષત્રિ વચન ખોટું નવ પડે, ભલે થાઉં ખુવાર;
સંકટ સમય સંભારતાં, આવવા છું તૈયાર. માતા૦
નમન કરી હવે જાઉં છું, સોંપ્યો સઘળો હવાલ;
ભ્રાત તાતના કાર્યનો, કરતાં રહેજો ખ્યાલ. માતા૦

( એમ કહી ચાલ્યા જાય છે એવામાં મોકળસિંહ વળગી પડે છે )

**મોકળ**—નાના બાપુ ? તમે ક્યાં જાઓછો !

**ચં૦**—ભાઇ ? રાજ્યમાં ફરવા જાઉં છું.

**મોકળ**—ના તમે બીજે જાઓછો. રાજ્યમાં ફરવા જાઓછો ત્યારે તો મને તેડી જાઓછો !

**ચં૦**—ખરે! ભાઈ એમજ છે.

**મોકળ**—ના. તમે માજીને કંઇ લાંબું લાંબું કહ્યું તેમાં મને વધારે સમજણ પડી નથી, પણ તમે બીજે કંઈ જાઓછો એમ જણાયછે. (એમ કહી રડી પડી નીચે પ્રમાણે રૂદન કરે છે )

### ગઝલ.

જહાવો સીતગરું સજાવાર હું—એ રાગ.

ના ના બાપૂ તત્પર ક્યાં તમે થાઓ, રહું એકલો કેમ તેડીને જાઓ;
વિના આપ મુજથી નહીં રહેવાય, વિયોગનું દુઃખ મનમાં બહુ થાય.
અરે મોત આ શું સુઝયું તનો! નાખ્યો ખરે દુઃખ દરિઆમાં મને;
હવે મારાં પાળે કહો કોણ લાડ, થતા ખુશ મૂખે જો કરતો બગાડ;
અરે વ્હાલ આપતણું ક્યાં ગયું!, હૃદય વજ્ર આજે ક્યાંથી થયું

પિતા જતાં ધીરજ દીધી આપ, તજી ખ્યાલ ઉપજાવો નહીં સંતાપ.
નવી નવી વસ્તૂ માગું કો પાસ, કરો નહીં નાશ સહૂ મૂજ આશ;
નહીં ગમ પાડી હજુ રાજ કાજ, નકામો ખરે આપ વિણ સૂખ સાજ;

**ચં૦**—(શાન્ત પાડે છે)—**રાગ ઉપરનો.**

મોકળ પ્યારા થા તું નહીં દીલગીર, સજળ નેત્ર જોઇ રહે નવ ધીર;
કશી વાતની તારે ખામી નથી, મંત્રી માતને સહૂ શિક્ષા કથી.
રઘુદેવ તારો પ્યારો ભ્રાત જાણુ, નીતી રીતીમાં એ છે પૂરો પ્રમાણુ;
ધીરજ ધારી ભાઇ કરો હવે રાજ, પાછો આવું જલદી કરી મારૂં કાજ.

(છેવટે બધાને શાન્ત પાડી એકદમ ચાલી નીકળેછે.)

---

## પ્રવેશ ૮ મો.

### સ્થળ—ચીતોડની ભાગળ.

(ચંદ્રસિંહ જવાની શોકજનક વાત ગામમાં એક ક્ષણમાં ફેલાતાં, સમસ્ત પ્રજાજન, અમલદાર, સરદાર વગેરે રાહ જોઇ ઉભાછે. તે ચંદ્રસિંહને આવતા જોઇ.) જય થાઓ, મહારાણા ચંદ્રસિંહની જય થાઓ.

**ચં૦**—મહારાણા મોકળસિંહની જય બોલો. (બધા બોલે છે.)

**પ્રજાજન**—આ ચીતોડને રંડાપો આપી, અરે ! આ પ્યારી પ્રજાને શત્રુના હાથમાં સોંપી, આપ હમેશને માટે દુઃખી કરવા ધારોછો?

**ચં૦**—આ વખતનો મામલો એવો બારીક છેકે; બેશક તમારી લાગણી અતિશય દુખાતી હશે, પણ તેમ કર્યા વિના ચાલે તેમ નથી.

**સમસ્તપ્રજા**—(સાથે ગાય છે)

## મરશીયો.

રે હાય, હાય દેખો આયા હે મોહોરમકા મહિના—એ રાગ.

રે હાય દૈવ શું વાંક પડ્યો છે અમારો, વાંક પડ્યો છે અમારો;
જાય ચીતોડ પાલણુ હારો રે હાય દૈવ શું—ટેક.
સર્વ ઠામે તો શોકજ વાપ્યો, દીનમણી અંધારે છૂપ્યો;
ચંદ્ર પ્યારો અરે કેમ કોપ્યો રે. હાય દૈવ—૨
ખરે ચીતોડનો દીન વાંકો, હવે દુઃખતણો નહીં આંકો;
રાણી સમજાવી ચંદને રોકો રે; હાય દૈવ—૩
સર્વ ઠામે શાન્તી પ્રસરાવી, પ્રજા ઉપર સુખ વરસાવી;
રામ રાજ્ય કૃતિ દર્શાવી રે. હાય દૈવ.—૪
અરે રાણીને કોણે ભમાવી, તેને બૂરી મતી કેમ આવી;
સહુ રૈયતને દુખમાં હોમાવી રે. હાય દૈવ—૫
નેક ટેકમાં એ છે પૂરો, રણમાંહી બને વીર શૂરો;
દયા દાનમાં નહીં અધુરો રે. હાય દૈવ—૬
રાણો જતાં જેવડે ધીર ધારી, તેણે કરી હવે તૈયારી;
રાજ્ય કીર્તિ ખરે પરવારી રે. હાય દૈવ—૭

ચં૦—(બધાનું સમાધાન કરે છે.)

## ગરબી.

પડવાની પણ પ્રીત—એ રાગ.

સેનાપતી સરદાર નગર જન પ્યારા રે.
દિલગીર દિસે નવ થાઓ, સ્નેહી સૌ મારા રે. ૧
તન દૂર ગયે શો શોક, નહીં મન ન્યારાં રે;
ખરી ખટક રાખવી ઘટે, ધીર ધરનારા રે. ૨
દુઃખહારી દીન દયાળ, કાર્ય સૂખકારી રે;

નહીં તેમાં ભુલ લગાર, જુઓ ઉર ધારી રે. ૩
જો રોષ ન ઉત્પન્ન થાત, આપણા મનમાં રે;
કપટાચારી કેમ ફાવે, શોક સદનમાં રે. ૪
ચાંદરણું ચારજ દીન, કૃતી કેમ સાંખું રે;
મોકળ શિર મોટી ઘાત, ભવિષ્ય હું ભાખું રે. ૫
ધરી સબુર મનમાં ધીર, કષ્ટ સૌ સ્હેજો રે;
નવ કરી શકે રાઠોડ, હુલાસે રહેજો રે. ૬
આ નથી ચાલતું નાવ, હવે દીન ઝાઝા રે;
નિમંત્રણ કરશે માત, મૂકી મન માઝા રે. ૭
ખરી કમર કસી આવીશ, સ્નેહી દુ:ખ હરવા રે;
દાધેલ પૂર્વ વચંન, સત્ય તે કરવા રે. ૮
રાઠોડતણું નિર્મૂળ થશે ભલી ભાતે રે;
વીરક્ષેત્રતણું આ રાજ, ભોગવશો ખાંતે રે. ૯
નાથ નિરંજન સદ્ય શુભ દિન લાવે રે;
કહો એકલિંગજી જય જય ધરી મન ભાવે રે. ૧૦
કરો ગમન નિજ ધામ હવે હું જાઉં રે,
છે સૌને પ્રેમ પ્રણામ, ત્વરિત હું થાઉં રે. ૧૧

**રત્નસિંહ સેનાપતિ**—એક આ જાતની કમ અક્કલપર ગુરસો લાવી, પોતાની પ્યારી પ્રજા અને અન્ય આશ્રિતોને દુ:ખમાં નાંખવા, એ આપને ઉચિત નથી. વળી રાણાજીએ જીવતપર્યંત આપને આ રાજનું જોખમ સોંપેલુ છે, તો તે પાળવું જોઈએ, તેમ મોકળસિંહની રક્ષા કરવાનો ભાર પણ આપને માથે છે.

**ગંભિરસિંહ**—રાજમાતાને કશું બોલવાનો અખ્તિઆર નથી. અમે સર્વ તથા પ્રજાજન, આપને રાણાજી તરીકે માન્ય કરેછે. જો

તેઓ વિશેષ શું, ત્યાં, કરશે તો અમુક જાગીર આપી વિદાય કરીશું.

**ચં૦**—રાજ્ય માતાનો કંઇ દોષ નથી. કદાચ કેકૈને અવતારે એકવાર કબૂલ રાખીએ તો મારે રામચંદ્રને પગલે ચાલવુંજ જોઇએ. જેવો ભરતનો રામચંદ્ર પ્રત્યે શુદ્ધ પ્રેમ હતો, તેવો મોકળનો સ્નેહ જોઇ, એ ખાતે વિશેષ કરવાને હવે મારૂં મન ક્લેશ પામેછે, માટે તમે એ વાત સંભારો નહીં. ઇશ્વરેચ્છાએ સૌ સારૂંજ થશે.

**સમરસિંહ**—વિના કારણે રાજ્ય માતા, આખા રાજ્યને પાયમાલીમાં લાવી મૂકે છે, તો આપ સુજ્ઞ મહારાજાએ તેમને ન ગણકારતાં રાણાપદ ધારણ કરવું જોઇએ. **शठंप्रति शठं कुर्यात्.**

**ચં૦**—ના ભાઇ ! એવી અધમ રાજનીતિ મારે ગ્રહણ કરવી નથી. જો તેમજ કરવું હોય, તો આ વખતે કોણ તેમાં આડુ આવે તેમ છે. સર્વત્ર મારી પૂર્ણ સત્તા પ્રકાસે છે, પ્રજા અને તમે બધા સહાય કરો તેમ છે, તથા સકળ સૈન્ય મારાજ કબજામાં છે; પણ નહીં–રાજ્ય અને હું અક્ષય નથી, માટે કીર્ત્તિને ઝાંખ લાગે તે પહેલાં મરવું, એ બહેતર છે.

**દયાળશાહ**—ભલે તેમ કરવા રાજી ન હો, તો જેમ છે, તેમનું તેમ ચલાવવા શી હરકત છે? એમાં શું ગેરવાજબી છે?

**ચંદ્રસિંહ**—તડકો ચઢતો જાય છે, અને દૂર જવું છે, તો હવે જલ્દી રજા આપો. તમારો અપૂર્વ પ્રેમ અવર્ણનીય છે, માટે વધારે વાર રોકાણ થતાં મને વધારે શોક થાયછે.

**સમરસિંહ અને ગંભિરસિંહ**—( બંને સાથે )

**રાગ માઢ.**

આ દેહ અર્પણ આપને, સાથે લ્યો અમોને રાય. ટેક.

જેહ માટે જન્મ ધરિઓ, જાય જીવનહાર;
સંકટે જો છોડીએ તો, જન્મમાં ધિક્કાર. સાથેલ્યો૦ ૧
પુત્ર કાં વીર માત કેરો, કૃતઘ્ની નવ થાય;
ધીરજ જાણો ધ્રુવ સમ, પાછા કેમ ફરાય? સાથેલ્યો૦ ૨

**ચંદ્રસિંહ—લાવણી સોરઠની.**

ભરતરી ભ્રાતા વિચારીને તમે કરો હું ઉપર કોપ—એ રાગ.

જોઈ ઉત્તમ ટેક હું તમતણી, થાઉં ઉરે અધિક રળિયાત. ટેક.
પ્રિય સમરસિંહ (૨) ગંભીરસિંહ મુજ પ્યારા;
છો સુખ સંકટના ભાગિયા, નવ કરાય તમને ન્યારા. જોઈ૦ ૧
છઉં નિરૂપાય (૨) ચીતોડ ખબરને માટ;
એ જરૂર જાણી અહીં રહો, કે મટે દીલ ઉચાટ. જોઈ૦ ૨

પ્રિય રત્નસિંહજી ? આપણા લશ્કરમાંથી બસેં સીસોદીસિંહોને આગલે મુકામે મને આવી મળે એમ કહી વેળાસર મોકલી દેજો, કે પરદેશમાં પણ વીરભૂમિની કીર્ત્તિ પ્રકાશીત થાય. (એમ કહી સૌને છેલ્લા પ્રણામ કરી ચંદ્રસિંહ રવાના થાયછે.)

( પડદો પડે છે. )

**અંક ૪ થો સમાપ્ત**



# અંક ૫ માનાં પાત્ર.

---

**પૃથુરાજ**—માળવાના રાજા.

**શામળદાસ**—માળવાનો દિવાન.

**ચંદ્રસિંહ**—લાખા રાણાના ટિલાટ કુંવર.

**દયાળશાહ**—ચિતોડનો દિવાન.

**રત્નસિંહ**—ચિતોડ સેનાપતિ.

**સજજનસિંહ**
**ગંભિરસિંહ** } ચંદ્રસિંહના ખાસ સોબતી.
**સમરસિંહ**

**રૂપસિંહ**—ચિતોડનો ખજાનચી.

**પુરોહિત**—મેવાડનો રાજગોર.

**રણમલસિંહ**—મંડોરના રાવ.

**જોધસિંહ**—રણમલસિંહના ટિલાટકુંવર.

**ચાંપરાજ**—જોધસિંહનો નાનો ભાઈ.

**વિક્રમસિંહ**—મંડોરનો દિવાન.

**સુંદરબા**-ચિતોડની રાજ્યમાતા. લાખાજીની રાઠોડીરાણી (નવી)

રત્નશાહ, લક્ષ્મણબારોટ વગેરે મહાજન તથા સુશિલા, તેજાં, રૂપાં દાસીઓ વગેરે.

# અંક ૫ મો.

—*—

## પ્રવેશ ૧ લો.

---

**સ્થળ—માળવાનો દરબાર.**

**પૃથુરાજ**—( દીવાનપ્રતિ. ) મહારાણા ચંદ્રસિંહના પધારવાથી આપણી માલવભૂમિ આજે પવિત્ર થઇ છે.

**શામળદાસદિવાન**—તેમની ઉત્તમ રાજનીતિ અને યુદ્ધ કૌશલનાં વખાણ સૂણી, કાન પવિત્ર થતા હતા, પરંતુ આજે તો નેત્ર તૃપ્તિ કરી અત્યાનંદ પામ્યા.

**ચંદ્રસિંહ**—આપે મને બે ગાઉ સામા તેડવા આવી, જે અતિ માન આપ્યું છે, તેને હુ યોગ્ય નથી. એથી આપની પૂર્ણ મહત્તતા પ્રકાશિત થાય છે.

**પૃથુરાજ**—એથી વધારે ન આવ્યો, એ મારી ભૂલ થઇ છે. ક્ષમા કરજો. ચિતોડના મહારાણા મારે ત્યાં ક્યાંથી ? ધન્ય ચિતોડ ભૂમિને ! કે અદ્યાપિપર્યંત એક પછી એક અસંખ્ય વીરોને તેણે જન્મ આપ્યોછે, પણ તેમાં એકે, ગાદી લજ્જાયમાન કરે તેવો કાતર પુરૂષ પાકયો નથી.

**ચંદ્રસિંહ**—આપ સુજ્ઞ અને વિવેકસંપન્નના સુશોભિત મુખાર્વિંદમાં એમજ શોભે.

**પૃથુરાજ**— **બરવાની ઠુમરી.**

વરસાદ ચડયો, વરસાદ ચડયો—એ રાગ.

**બડભાગી ભયો, બડભાગી ભયો, તમ દરશનથી બડભાગી ભયો—ટેક.**

રઘુકુલ મણી સમ આપ પધાર્યા, ઉરમાંહી અતી હર્ષ થયો. બડ૦
ખાઓ પીઓ સૂખે રાજ્ય કરો આ, દિલમાં એહ વિચાર લહો. બડ૦
સંકોચવીણુ સદા આપ વસો અહીં, હુકમ કાંઇ ન જાય કહ્યોરે બડ૦

**ચંદ્રસિંહ**—સકળ રાજભાર વહન કરવામાં કંઇ હરકત નથી, પરંતુ ધણીપણું ભોગવવાના તો મેં સમ ખાધા છે, તે આપ જાણોછો; માટે મને કંઇ યોગ્ય કામ સોંપો, કે જે હું સુખેથી બજાવી મારી ફરજ અદા કરૂં.

પૃ૦—આપ મારા મહાન્ પરોણા છો, માટે આપને હું હાલારની જાગીર હમેશને માટે સોંપુંછું. આપ વંશપરંપરા સુખરૂપે એ ભોગવો. કામ તો નહીં સોંપું.

ચં૦— **ગીતિ.**

અતિ ઉપકાર થયો છે, વિવેકના ભંડાર આપ રાય;
યોગ્ય કામ સોંપ્યા વિણ, નહીં સેવકથી ખરે રહેવાય.
ક્ષત્રિ ફરજ વીસારી, વૈભવ માણે બને ગુનેગાર;
શાસ્ત્ર વચન સાક્ષી દે, આપ સુજ્ઞ સમજોજ સહુ સાર.

પૃ૦—જો એમજ છે તો, આપણા પૂર્વ સિમાડા તરફ આવેલા રાજ્ય સાથે, લડાઇ કરવી પડે તેમ છે, કેમકે તેઓએ આપણાં કેટલાંક પ્રગણાં દબાવ્યાં છે, તો આપ એ બાબતનું ઉપરીપણું ભોગવો. એ મારી વિનંતિ છે.

**ચં૦**—તે બાબત આપ નિશ્ચિંત રહો, અને પ્રગણાં ટુંક મુદતમાં પાછાં આવ્યાં એમ જાણો.

પૃ૦—આ તમારૂં રાજ્ય હોય તેમ વરતવું તમામ નોકર ચાકરો અને રાજ્ય સ્મૃદ્ધિ આપનીજ છે.

( જમવાનો વખત થવાથી સૌ ઉઠેછે. )

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—મેવાડનો દરબાર.

**જોધસિંહ**—( દીવાનપ્રતિ. ) ચંદ્રસિંહ આવી રીતે રાજ્યને અધર લટકતું મૂકીને ગયા, તે સારૂં ન કર્યું.

**દયાળશાહ**—(મનમાં) તારા જેવા કંઇકને રગાડ્યા છે. (જાહેર) હાજી. તેઓનો સ્વભાવ બહુ તીખો હતો. કોઇનું જરા પણ અઘટિત વેણ સહન કરી શકતા નહીં. રાણાજી પોતે પણ તેમને એક શબ્દ કહી શકતા નહીં.

**જોધસિંહ**—રાજ્યમાતાના અતિ આગ્રહથી અમારે અહીં આવવું પડ્યું.

**વિદૂષક**—શું કરે ? સંકટ સમે સહાય કરવા આપ ન આવો તો કોણ આવે!! ધન્ય પરમાર્થી વીરા! હવેજ રાજ્યમાતાનું દળદર ફેડાશે ?!.

**દયાળશાહ**—આપ રાજનીતિજ્ઞના અહીં પધારવાથી આબાદાનીમાં હરકત નહીં આવે.

**જોધસિંહ**—પણ આ અજાણ્યો કારભાર ચલાવવો, એમાં ઘણી હરકતો નડેછે.

**દયાળશાહ**—એમાં શી મોટી વાત છે! અડચણ દૂર કરીએ.

**જોધસિંહ**—તેમ કરતાં ઘણાના દુશ્મન થઇએ એમ છે.

**દયાળશાહ**—રાજ્ય અને પ્રજાનો લાભ તાકીને કામ કરીએ, અને તેમાં કોઇના દુશ્મન થવું પડે તો શું ?

**રત્નસિંહ**—સહેજસાજ બાબતમાં શત્રુવટ નકરવી, એ વાજબી છે, પણ શત્રુથી ડરશો તો કારભાર શું કરી શકવાના ? વાજબી કરવામાં કોઈ દુશ્મન થતુંજ નથી, અને કદાચ કોઇ થાય, તો દુનિઆ આપનો દોષ નહીં કાઢે.

**જોધસિંહ**—હવે જુઓ ? તમે મહારાજા ચંદ્રસિંહજીના માનીતાં માણસ, એટલે તમારો કંઇ દોષ હોય તો તમને કંઈ કહી શકાય?

**રત્નસિંહ**—ચૌદવાર. પહેલાં અમને અને પછી બીજાને. મહારાજા ચંદ્રસિંહજીને મિથ્યા દોષ આપશો નહીં.

**જોધસિંહ**—જો ગુસ્સો ન લાગે તો કહું.

**રત્નસિંહ**—અમે તો નક્કી કરીને બેઠા છિયે કે, વાંકે અગર વગર વાંકે, તમે અમને ગરદન મારો તોય ન બોલવું.

**જોધસિંહ**—તો ઘણું સારૂં. તમારા માટે મેં એમ સાંભળ્યું છે કે, તમે સૈન્યને અમારી વિરૂદ્ધ ઉશ્કેરોછો ?

**રત્નસિંહ**—તે તો ઇશ્વર જાણે છે, પણ એમ કહેવામાં આપનો હેતુ શો છે ? તે ઝટ કહીદ્યો.

**જોધસિંહ**—તમારે રાજીનામું આપવું.

**રત્નસિંહ**—( રાજીનામું રજુ કરેછે ને કહેછે કે ) રાજનું કામ પડયે તેડાવજો. તૈયાર છું.

**જોધસિંહ**—રૂપસિંહજી ? આપ ખજાનચીછો આપને માટે પણ નાણાં ઊચાપત કરવાનો રાજ્ય માતાને શક જાય છે.

( રૂપસિંહજી મ્યાનમાંથી સમશેર કાડી જોધસિંહ ઉપર ઘા કરવાં જાય છે, પણ રત્નસિંહ આડા પડી, ચંદ્રસિંહજીની આણ દઈ, મ્યાન કરાવેછે. )

**રૂપસિંહ**—આ નિષ્કલંકિત વીર ભૂમિને કલંકિત કરે એવો કોઈ દુષ્ટ નર પાક્યો નથી. તમારે રાજીનામાં લેવાં હોયતો ભલે લ્યો, પણ આરોપ મૂકતાં વિચાર કરજો, નહીં તો ભર કચેરીમાં જીવ ખોવો પડશે. આ મારૂં રાજીનામું. (એમ કહી રાજીનામુ આપી નીચેની કવિતા બોલે છે. )

### ગઝલ.

સમાલો તેગ અદાકું જરા સુનોતો સહી—એ રાગ.
વિચારી વેણુ વદો જોધસિંહ સાર નહીં, કરો વિચાર સહી-ટેક
પુરવાર કરી વાંક ગુનેગાર ઠરાવો મને,
ખુશીથી દ્યો રજા ભલે, હું ગુનેગાર નહીં; વિચારી.
પવિત્ર ભૂમિમાં નહીંજ કલંકીત પાકે,
નોકરી બેકદર પાસ સજાવાર નહીં; વિચારી.

(આ જોઈ તમામ સરદારો અને અમલદારો પોતાનાં રાજીનામાં રજુ કરેછે તે જોઇ )

**જોધસિંહ**—દયાળશાહ ? જોઇ ઉદ્ધતાઈ ! આમાં મારો કંઇ દોષ છે ? આ જોઈ હું ઘણો દિલગીર થાઉં છું.

**દયાળશાહ**—(મનમાં તો બહુ ખુશી થતા હશો, પણ વખત આવે ફળ ચાખવાં પડશે, એમ સ્વગત વિચારી ) નાજી ? આપનો કંઇ દોષ નથી.

**જો૦**—બા, મારો વાંક કાઢશે·

**દ૦**—હું બામાને કહોશ.

**જો૦**—તમારી બધી રીતભાત સારી છે તો હું તમને કંઇ કહું છું ?

**દ૦**—(મનમાં) મારા વિના ક્યાં આપનું ટટ્ટુ ચાલે તેમ છે ? વળી મેવાડના રાજ્યને અને પ્રજાને મારા રહેવાથી ઘણી જાતનો લાભ છે એમ ધારી હાજી, હા, કરી રહ્યો છું. નહીં તો સૌના પહેલાંજ ચાલ્યો જાત. નિમકહરામ નથી. ગમે તેટલું ચોપડો પણ તમારો થવાનો નથી. (જાહેર) હાજી. આપે ઠીકજ કર્યું છે. કદરદાનમાં ભૂલ આવે.

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—મેવાડમાં જોધસિંહની ખાનગી કચેરી.

**જો૦**—બાપુ ? અગલદારોનું અને સરદારોનું ઠીક કાસળ નીકળ્યું. મને તો તમામ સીસોદીયા, ચંદ્રસિંહજી જેવા ક્રોધી અને ભોળા લાગેછે. બે જણને ફકત કહ્યું, ત્યાં તો બધાજ રવાના થઈ ગયા.

**રણમલ**—ભાઇ. એ ખરા ક્ષત્રિ પુત્ર છે. પોતાની સમશેરના બળ ઉપર મુસ્તાક છે. તેઓ છળ પ્રપંચ કંઇ જાણતા નથી.

**જો૦**—સેનાપતિનો હોદ્દો વિક્રમસિંહને આપીશું. તેઓ ધીમે ધીમે અહીંના માણસો કમી કરી, આપણે ત્યાંથી આવેલાં માણસોની ભરતી કરશે. એટલે લશ્કર આપણું થશે. બીજાં ખાતાં ઉપર આપણાં માણસને આપ નીમી દેશો, એટલે કુલ સત્તા આપણા હાથમાં આવી.

**વિ૦**—કારીગરો, મજુરો, ખેડૂતો વગેરે લોકો મંડોરથી રોજ સંખ્યાબંધ આવી અહીં વસેછે. ધંધો ધમધોકાર ચાલેછે. તેઓ ઘણું કમાય છે, ને તેઓનું જોઈ બીજાં પણ આવતાં જાય છે. ધીમે ધીમે ચિતોડની કુલ વસ્તીનો પોણો ભાગ આપણો થઈ જશે, કારણ કે ચિતોડના મૂળ વતનીઓને રોજી મળતી નથી, એટલે તેઓ ભૂખે મરવાથી પરદેશ જશે.

**જો૦**—એમ થાય ત્યારેજ ઠીક. પ્રજાજનોમાં આપણી પ્રજાનો ભાગ વિશેષ હોય તો પ્રજાજન સામાં થવા પામે નહીં.

**ર૦**—રઘુદેવજીનું સાલ કાઢયા વિના સુખે રહેવું મુશ્કેલ છે.

**જો૦**—એમનો ઘાટ ઘડવાને અહીં તેડાવ્યા છે, પણ વિચાર કરતા ઠીક ન જણાયાથી આજ સાંજે મુલતવી રાખ્યું છે. મારો વિચાર, તેમને ભર કચેરીમાં ઝેરી પોશાક પહેરાવી મારી નાંખવાનો હ-

તો; પણ રઘુદેવજી ઘણા લોક પ્રિય છે, તેથી વખતે બંડ થાય, માટે તે વિચાર બદલી આજ રાત્રે ટાઢા લોહીમાં વધ કરવાનો નિશ્ચય કર્યો છે. રાણાજી તરફથી પોશાક બક્ષીસ આપવાનો છે. એવે બહાને તેમને તેડાવ્યા છે.

૨૦— ઇંદ્રસભાની ગઝલ.

સિસોદીયાને કર્યા અલગ પણ, રઘુદેવનું સાલ;
પ્રજા પ્રીય શૂરવીર એ છે, તેનો કરજો ખ્યાલ.
સિસોદીયા સિંહ ક્ષત્રી બચ્ચા, નહીં સાંખશે કેર;
અતી ત્વરાએ રંગ ન જામે, કરો કાર્ય શુભ પેર.

જો૦—એ કામ વિક્રમસિંહનેજ કરવાનુંછે, અને તેઓજ માત્ર જાણેછે. ( એમ કહી નીચે પ્રમાણે ગાય છે. )

રાગ ઉપરનો.

કૃતી કારમી કરૂં પિતાજી, ભેદ ન લહે લગાર;
બોલાવી શિરપાવ કારણે, રઘુદેવ કરૂં ઠાર.
મોકળ કે સુંદર વચમાં જો, કરે કાંઇ પંચાત;
રહી નિશંક રાજ્ય ચલાવું, કરાવી બંને ઘાત.

વિ૦—બાપુ ? કંઈ ફિકર રાખશો નહીં. કોઇ એમ પણ નહીં જાણે કે શાથી દેવ થયા.

જો૦—બાપુ ? આપ ગાદીપર બેસી, માથે રાણાજીનું છત્ર ધરાવો છો, એ પણ ઠીક કરોછો. મોકળને ખોળામાં લઇ બેસોછો, પણ લોકોના મનમાં જૂનું થતું જાય છે. તેમના મનનો અંકુર ધીમે ધીમે ઘસાઈ જશે, રઘુદેવનો ઘાટ ઘડાયા પછી મોકળ તો હાથમાંજ છે. આડ કરે એવું, પછી કોઈ છે નહીં.

૨૦—ઉપરા ઉપરી, ઉતાવળા બની કંઇ ન કરવું. છમાસ ટાઢું પડવા દેવું.

## પ્રવેશ ૪ થો.

## સ્થળ—સુંદરબાનો મેહેલ.

**સુશિલા**—આ ? બાઇનો રાજ્ય કારભાર જોયો ? કેવો સલાહ શાન્તિથી ચાલે છે ?

**તેજાં**—મિથ્યા બોલી નિમકહરામ થાગાં.

**સુશિલા**—બાની સાથે નાનપણથી ઉછર્યાં છિયે, અને અર્ધો જન્મારો ભેગો ગાળ્યો. ઇશ્વર કહાવશે તો આખી જીંદગી તેમના ભેગીજ કાઢવી છે, માટે તેમના લાભનું મને જે લાગશે તે હું કહીશ.

**તેજાં**—તું તારે બોલ્યા કર. વાડ સાંભળે, વાડનો કાંટો સાંભળે હમણાં તારો ને મારો દિવસ ઉઠીજશે, માટે ચૂપ રહે.

**સુશિલા**—( રૂપાંને આવતી જોઇ ) કેમ રૂપાં બાઈ! આજે મિજાજ ક્યાં મૂકી આવ્યાંછો ? મોકળભાઈને દૂધ પાઇ આવ્યાંને ?

**રૂપાં**—( અતિ ગુસ્સાથી દૂધનો પ્યાલો પછાડી ) બળ્યું દૂધ પાવું, અને બળ્યું મારૂં જીવતર.

**સુશિલા**—બેન. વિચારીને બોલો. મોકળભાઇ સો વર્ષના થાઓ, અને તમે રોજ દૂધ પાવા જાઓ.

**રૂપાં**—હા. સો વર્ષના થશે ! !

**સુંદરબા**—શું ? તને કોઈ લડયું ?

**રૂપાં**—મને કોણ લડનાર છે ? મહારાજા ચંદ્રસિંહ જેવા મારા વાલી છે, મારૂં નામ તો કોઇ દઈ જુએ ?

**સુંદરબા**—ત્યારે શું છે ? સાચે સાચું ન કહે, તો તને મોકળના સમ છે.

**રૂપાં**—રાણીજી સાથે જઈ, પ્રાણઘાત કર્યો હોત તોય સારૂં. કે દેખવુંએ નહીં ને દાઝવુંએ નહીં ?

**સુંદરબા**—અરે હજુ લાંબી ઉક્કર છોડતી નથી ? મોકળના ઞમ પણ લેખવતી નથી ? તે તો તને તારા પ્રાણથી વહાલો છે ?

**રૂપાં**—મોકળભાઈ સો વર્ષના થાય, અને તેમના શત્રુનાં મોં કાળાં થાય.

**સુંદરબા**—તેના શત્રુ કોણ છે ?

**રૂપાં**—તમારા પિતા અને ભ્રાત.

**સુંદરબા**—ના, ના. એમ ન હોય !

**રૂપાં**— **રાગ—ઇંદ્રસભાની ગઝલ.**

બાઇ એક અર્જ માહરી ચિતે ધરો, કારી જખમ લાગિયોછે દુઃખ દુર કરો.
ગાદી મોકળ રાયની કે આપ તાતની?, તખ્ત એમે કોણ કહો વિણુભ્રાન્તથી
આજ કાલ દોર કેટલોછે એહનો, ખ્યાલ કદી કરતાં નથી આપ તેહનો.
પદવી રાય તણી ભોગવે છે આપ તાત, માન મર્તબો મળેછે તેહને અમાપ·
મોકળસિ હરમણુકરે બાળમિત્ર સાથ, આપપિતા છત્રધરેશીર ઠાઠમાઠ. ॥
અરેશું! ચિતોડના વિશુદ્ધ તખ્તપર, રાણાવીણુ બેસનાર કોણુ વીર નર?
કરતા કારભાર ચંદ્રસિંહ રૂડી રીત, ગાદી સ્પર્શકર્યોનહીં જુઓધારી ચીત;
કર્યું ક્રૂર કર્મ રઘુસિંહ મારિને, રાય શીર ભય ઘણો જુઓ વિચારીને,
મર્મછે જુદોજ આપ ભ્રાત મનતણો, ચેતી સદ્ય લ્યો ઈલાજ નવસગાગણો.

**સુંદરબા**—( રઘુદેવનું, આવી આપત્તિને સમય, ફરીથી સ્નેહ સ્મરણ, અને માતૃભક્તિની સ્મૃતિ થવાથી છાતી ફાટ રૂદન કરેછે )

**સોરઠની ગઝલ.**

ગઇ એક બે એક જો હવા પલટ. એ રાગ.

સૂણ દાસી મારી વાત હું, શોકાગ્રસ્ત થઈછું દીલે ખરે. ટેક.
રઘૂદેવ આધાર માહરો, ચંદ્રસિંહ ઠામે હતો ખરો.
દૂષ્ટ ભ્રાત તાતે મરાવિયો, નવ ધૈર્ય મનમાં રહે અરે ! સૂણ૦

હતી આશ મનમાંહી ઘણી, રઘુવીર સત્ય હેતુ તણી;
વિનાશ થઇ ગઇ તે હવે, કહો કેમ મુજ કારજ સરે. સૂણ૦
નિરાધાર અરે હું થઈ પડી, દુઃખ વાદળ તો આવ્યું ચઢી;
ભ્રાત તાત ભય લાગે ઘણો, રખે રાજ્યનું તે અહિત કરે. સૂણ૦
રાજ્ય કાજ કે અન્ય વાતમાં, ગણતા નથી મને સાથમાં;
મેવાડી વિર મન દૂભવી, મારવાડીને લાવી ભરે. સૂણ૦
હિમ્મત હવે મનમાં ધરી, ચંદ્રસિંહને ઝટ ખબર કરી;
માફ માગી તેને બોલાવવો, જે દાઝ રાજ્ય ઉરે ધરે. સૂણ૦
સાહસ કરી ચંદ્રસિંહ તજ્યો, તે વિચાર મુજને હવે સૂઝ્યો;
સાવધાન રહી સત્વર કરો, ચંદ્રવીર આપણું દુઃખ હરે. સૂણ૦

**સુશિલા—**રૂપાં ? પરાણે છાનાં રાખ્યાં હતાં, બીજી વાતો કરી ભુલાવામાં નાખ્યાં હતાં, વળી તેં રઘુદેવજીનું નામ દઈ હોળી સળગાવી.

**રૂપાં**—મેં જે કહ્યું છે, તે ખરૂ કહ્યું છે. રાણાજી, ગયાજી પધાર્યાં તે વખતે મને તેમ કરવાનું ફરમાવતા ગયા છે. હવે માનવું, ન માનવું તમારા હાથમાં.

**સુંદરબા**—( સુશિલાને ) જા, બાપુને તેડીઆવ ?

( સુશિલા જાયછે, ને પાછી રણમલની સાથે પ્રવેશ કરેછે. )

**રણમલ—**કેમ બેન દિલગીર દેખાઓછો ?

**સુંદરબા**—સહેજ પિતાજી. આપ તો હમણાં મારી ખબરે લેતા નથી ?

**રણમલ**—રાજ્ય કાજનો તમામ ભાર માથે છે. એટલે શી રીતે આવી શકાય ? આ વખતે તમે મને શામાટે બોલાવ્યો છે ?

**સુંદરબા**—બાપુ ? આપ અને ભાઈ બંનેજણ કારભારમાં અતિ મહેનત લ્યોછો, પણ આપનો કારભાર વખાણાયો નથી. લોકની

ફરિઆદ દિન પ્રતિદિન બહુજ વધતી જાય છે. મને તો કંઇ પૂછતાજ નથી. ચંદ્રસિંહના વખતમાં; "હું રાજ્યમાતા છું, મારો મત લેવો જોઇએ." એમ આપ કહેતા હતા તે શું ભૂલી ગયા? વળી રઘૂદેવજીનું અકાળ મૃત્યુ નિપજાવી, અઘોર પાપી બન્યા. આવાં કૃત્ય શા માટે કરવાં પડે છે?

૨૦—અમે જે કરતા હોઇશું, તે ઠીકજ હશે. તારે વચમાં ડાહ્યાં થવાની જરૂર નથી.

સુંદરબા—પણ પિતાજી? આપ રાણાજીની ગાદીએ બેસી, માથે છત્ર ધરાવો છો, એ શું ખોટી વાત છે?

૨૦—હવે વધારે ડાપણ ડોળમાં. નહીં તો રઘૂદેવ માફક મોકળની વલે થઇ જશે.

સું૦—(મનમાં અતિ ભયથી). પિતાજી? માફ કરજો. મેં આટલી વિનતિ આપને કરી, તેથી આપને માઠું લાગ્યું? હવે હું કદિ આપને નહીં કહું. હું તો આપનું બાળક છું, માટે ક્ષમા કરશો.

૨૦—ત્યારે હવે ડાહી થજે. સૌ સારૂ થશે. અમે તે તારૂં બૂરૂં ઇચ્છીશું?

સુ૦—ના. પિતાજી. વાડ, ચીભડાં ચોરે, ત્યારે રહે શું? જ્યાંથી બ્હાર ત્યાંથીજ ધાડ હોય? માફ કરજો.

૨૦—ના, ના, મારા મનમાં તો કંઇ નથી. કચેરીમાં ઘણું કામ છે, માટે જાઉં છું. (જાયછે ને પડદો પડેછે)



## પ્રવેશ ૫ મો.

## સ્થળ—સીસોદીયાનું ખાનગી સભાસ્થાન.

(સરદારો, સામતો, અને ગ્રામ્યજનો વગેરે.)

**દયાળશાહ**—(સર્વના સામું જોઈ ઉચ્ચ સ્વરે)—પહેલું તમને સર્વને જણાવવું જોઈએ કે, આ એક ખાનગી સભા છે. હાલના ચાલતા રાજ્યની વિરૂદ્ધ આપણે તમામ અહીં એકઠા મળ્યા છિયે. કોઇ પણ એવો નર નહીં હોય, કે તે બેવફા, એકલપેટો થઇ, પોતાના નીચ સ્વાર્થ માટે, આ વાત ફોડી દે, એવો રાજદ્રોહી અને દેશદ્રોહી આપણામાં કોઇજ નથી. સર્વને રૂંવે રૂંવે દેશાભિમાન છે, અને સર્વે સંપૂર્ણ રાજ્યભકત છે. હમણાં તમે જાણોછો કે, આપણે અને આપણું રાજ્ય કેવા ભય ચક્રમાં વીંટાયાં છિયે. રાજ્ય કુટુંબને માથે પણ કાળચક્ર ભમે છે. આપણી રાજ્ય અને પ્રજાની સ્મૃદ્ધિ ધોળે દિવસે લૂટાય છે, તમામ હોદ્દા ગુમાવ્યા છે, અપમાન પામીએ છિયે, પ્રપંચી અને વિશ્વાસઘાતી પોતાનું કામ દિનપર દિન હિંમતથી આગળ ચલાવ્યે જાયછે. એ સઘળું સહન થઇ શકે તેવું છે; પણ રઘુદેવજી, અરે ! ખરા સિસોદી રાજ્ય પુત્રનું, આ વખતના મેવાડના ખરા આધારનું, ઉંઘમાં મરણ નિપજાવ્યું; આથી સૌની છાતીમાં સખ્ત ઘા લાગેલોછે. જો તેમની સાથે કદાપિ યુદ્ધ થયું હોત, તો તેઓ એકજ, સઘળા રાઠોડને પૂરા પડે તેવા હતા. તેમનોજ આપણને મોટો આશ્રય હતો, પણ હે શૂરવીરો ! આ ચિતોડ, અને તેનું રાજ્ય કુટુંબ આપણને જીવથી અધિક વહાલું છે. એના રક્ષણને માટે આપણા સ્વર્ગવાસી વડવાઓએ, અતિ પરાક્રમે પોતાના દેહ સમર્પણ કર્યાછે, તો આપણે સર્વ શું? તેમના કુપુત્રો છિયે?

કે આટલી બધી સંખ્યા સામે; એક કાયર પણ પ્રપંચ વીર, વિશ્વાસઘાતક ફાવી જાય. ? હવે તેની દુષ્ટ મુરાદ જગ જાહેર થઇ ચૂકી છે. આપણે સઘ ઇલાજ લેવા જોઈએ. જો ઢીલ કરશું, તો તેનાં માઠાં ફળ ચાખવાં પડશે, ને તેની સાથે સીસોદીયા માલ વિનાના ઠરશે. એક ચંદ્રસિંહજીના જવાથી શું. મેવાડ ઉજડ થયુંછે? શું? ક્ષત્રિનું બળ, શૌર્ય, પરાક્રમ, તેઓ સાથે લઈ ગયા છે ? શું ? જોધે આપણું સિરત્વ હરી લીધુંછે ? નહીં નહીં. હથિઆર બાંધી તૈયાર થાઓ, અને દેશના શત્રુને પાયમાલ કરવામાં, એક સંપ થઇ, તમારી દેશ ભક્તિ પ્રદર્શિત કરો.

**રત્નસિંહ સેનાપતિ**—ધન્ય છે, દયાળશાહ તમારી રાજ્ય ભક્તિને ? શત્રુના તાબામાં રહી નોકરી કરોછો, તેમાં તમારી લાગણી હર વખત દુખાય છે, તે દબાવી રાખી, તેમની તમામ મસલતથી વાકેફ થાઓછો, કે જેથી અમે બચા જાણવા પામીએ છિયે. તમે જે બોલ્યા, તેનો ઉત્તર બધાની વતી હું આપુંછું.

આ વાત બીજે જવાનો ભય નથી, આપણો સંપ અદ્ભૂત છે, વળી એકેએક સીસોદીયો રાજ્ય રક્ષણને માટે એક પગો થઈ રહ્યો છે. હુકમ મળવાનીજ દેર છે. જો મને આજે હુકમ મળે, તો કાલે સવારે તમે, એક પણ રાઠોડને અહીં ન જુઓ. આમાં ખરેખરો મારોજ દોષ છે. રૂપસિંહજીની તરવારથી જોધાના, ભર કચેરીમાં ક્યારનાએ બે ભાગ થયા હોત, પણ મેંજ વચમાં પડી બચાવ્યો. એનું ચાર હજાર લશ્કર છે, તે ફક્ત આપણા ચારસેં સીસોદીયાનુંજ*ભક્ષ છે, પણ મહારાજ ચંદ્રસિંહનો મને ભય લાગેછે કે, આમ કરતાં કંઈ અવળું સવળું થાય, તો તેઓ ઠપકો આપે. જો તેઓની પરવાનગી મેળવો, તો જોઈ લ્યો રાઠોડના હાલ ? અને જોધાનું જો-

ર ! એ વિશ્વાસઘાતક, રાજ્યકુટુંબનો નાશ કરી, રાણાપદ ધારણ કરવા ચાહેછે. આ શું ? આપણામાંનો એક પણ મરદ જીવતો હશે, ત્યાં સુધી બની શકશે ? (એટલું બોલ્યા પછી નીચેની કવિતા બોલેછે )

## કાફી જીલ્લો.

વિધાતા ધન્ય છે, તારી રચના જગતની અનંત—એ રાગ.

સિસોદીસિંહ શું ! ખમો જુલમ બની નાચાર ટેક.

દોર વધ્યો અતિ રાઠોડનો, તેનો દિલમાં કરોને વિચાર સીસો.

ઠામ ઠામ મઉ વાસ કર્યો છે, તમ બંધુ ન સુખ લગાર સી૦

કયાં સુધી આ સહન કરીશુ?, વધતો જાયે શિરે દુઃખભાર સી૦

જેહ વચનનુ બંધન ધારો, તેને ખબર કરો આ વાર સી૦

રાજ મહીપી બહુ કંટાળ્યાં, પામે પરતાવો તેહ અપાર સી૦

ગુપ્ત મળો જઇ રાણી સાથે, તેડાવો તમ રક્ષણહાર સી૦

ઢીલતણો હવે વખ્ત નથી તો, ભાઈ સત્વર થાઓ તૈયાર સી૦

હ૦—રત્નસિંહ ? તમારો વિચાર મને વાજબી લાગેછે, પણ ઉતાવળ ન કરવી. મહારાજા ચંદ્રસિંહજીને તેડાવો, એટલે તેમના ફરમાન મુજબ વરતવું આપણને ઠીક પડે.

**રત્ન૦**—આપને યાદ હશે કે, તેઓએ માળવે જતી વખતે એવો ઇસારો કર્યો હતો કે, રાજ્યમાતાના બોલાવ્યા સિવાય હું કદી આવનાર નથી.

**રૂપસિંહ**—આ તમામ માઠા બનાવોની તેમને ખબર મળ્યા છતાં, હજું તેઓ પધાર્યા નથી, તેમ કંઈ વિચાર જણાવ્યો નથી, માટે એમજ હોવું જોઈએ.

**રત્નશાહ શેઠ**—આપણે સર્વ રાજ્યમાતા પાસે જઈએ.

**ગંભિરસિંહ**—તેજાં કહેતી હતી કે તેઓ પણ ચિંતાગ્રસ્ત છે.

**હ૦**—તો ચાલો ? પણ આપણામાંથી ફકત ચારજ જણ ત્યાં જાઓ, બાકીના સર્વે પોતાને સ્થળે જાઓ. ઝાઝા હોઇશું તો શત્રુઓ વાત કળી જશે.

---

## પ્રવેશ ૬ ઠો

### સ્થળ—સુંદરબાનો મહેલ.

**સુંદરબા**—( પોતાના પિતાનાં વચન સંભારી મુર્છા પામી બેભાનીમાં બોલેછે. ) હે પ્રભુ ? શું ? ભાઇ અને બાપજ, મારૂં નસંતાન કાઢનાર ? વહાલાંજ વેરી ?

**સુશિલા**—( તેમની આસનાવાસના કરી. ) બા. ? આપને આ ગતિ પ્રથમ ન સુઝી. આ તેજાંએ આપને ઘણાં સમજાવ્યાં હતાં. ચંદ્રસિંહજીએ પણ જતી વેળા, ગોળે વીંટયું કહેવાગાં મણા રાખી નોહોતી,

**સું૦**—મારાં નસીબજ નઠારાં. નહીતો, હું ચદ્રસિંહ જેવા, ટેકી, વિવેકી, સુપુત્રને, અરે ! જેને માટે બાળપણથી મારો ઉત્તમ મત હતો, તેને આવી રીતે તીરસ્કારથી દૂર કરૂં ? પણ હું જન્મ દુઃખીઆરીના નસીબમાં દુઃખજ છે નહીં તો આવો કોપ હોય ?

**તેજાં**—હજુ ચેતો. વખત વહી ગયો નથી. નહીંતો ઘણું પસ્તાવું પડશે.

**સું૦**—તેજ વિચારગાં મેં મારી નિંદ્રા ખોઇ છે, પણ કોઇ અવલંબન કે આધાર મળતો નથી. ઇશ્વર કોપ્યો, માબાપ અને ભા-

ઇ શત્રુ બન્યાં, વળી હું પાપણી સ્ત્રી જાત. અજવાળી પણ રાત. મારો ખરો જન્મ આધારં મેં મારી બેવકૂફીથી ગુમાવ્યો. તો આ દુનિઆમાં હવે મારૂં કોણ ? હે પ્રભુ ! હવે તુંજ બેલી છે.

**રૂપાં**—(પ્રવેશ કરીને) બા. દયાળશાહ વગેરે આપનાં દર્શને આવવા ઇચ્છેછે.

**સું૦**—ભલે.ભલે. એ રાજ્ય સ્તંભોને જલદીથી બોલાવ, કે તેઓ મારા દુઃખમાં ભાગ લે. હું હતભાગિનીને કાંઈક વિરામ મળશે.

**દયાળશાહ**—(પ્રવેશ કરીને) માતાજી અભિવંદન કરૂંછું.

**રત્નસિંહ**—માતુશ્રી ? આ સર્વ આપના રાજ્યભક્તોના દંડવત્ સ્વિકારશો.

**સું૦**—મારા વહાલાઓ ! તમે મારે, ખારા સમુદ્રમાં મીઠી વાવરૂપ છો. વાત કરવાનું ઠેકાણું તમેજ છો. હું દુખીઆરીને ધીરજ દેનાર તમેજ છો. મારા અને તમારા રાણા મોકળસિંહના દિવસ ગણાઇ ચૂક્યા છે. રાઠોડો, રાજ્યના ધણી થવા ઇચ્છેછે. મને અવિચારીણી, પાપિણીને, મારા બૂરા કૃત્યનો પૂરેપૂરો પરતાવો કરવાનો વખત આવ્યો છે. હું એક સ્ત્રી જાત, મને કેમ ખબર પડે કે, ભાઈ અને બાપ, આમ કપટી નીવડશે, અને બેન ભાણેજના ઘાતના પાપથી તેઓ નહીં ડરે ? ધિક્કાર છે ? ! એ નર પિશાચોને ! ! હથિઆર લઇ સામા થયા હોત તો ક્ષત્રિ ધર્મ બજાવ્યો ગણાત, પણ આતો અતિ નિંદ્ય કૃતી વાપરી, પોતાની ૭૨ પેઢીને બોળવા નીકળ્યાછે!!

**દ૦**—માતુ શ્રી ? હવે ગભરાવાથી પાર આવે તેમ નથી. તેનો સદ્ય ઉપાય કરવો જોઇએ. જોધસિંહના ભાર નથી કે, તે ચિતોડનું રાજ્ય નિઃશંક ભોગવી શકે. ચંદ્રસિંહ, માળવામાં છે, છતાં દિલ્લીપતિ પણ ડર ખાયછે, તો આ પ્રપંચી પણ બાયલો તેના શું

હિસાબમાં છે ? માફ કરજો માજી ? ભાઇને ઉભરામાં કંઈ વધું પ-ડતું બોલાઇ જવાય તો !

સું૦—હવે તેમની ગન કામના, અરે! તેમનું કાળું અંતઃસ્વ-રૂપ મેં સારી રીતે જાણ્યું છે. તમામ બુરાં વિશેષણને લાયક તે ઠ-રી ચૂકયા છે.

રત્ન૦—(તરવાર કાઢીને) માજી ! જો આપનો હુકમ હોય તો, હમણાંજ તેમને યમદૂતને સ્વાધિન કરી દઉં.

દ૦—સમશેર મ્યાન કરો. બજાવવાનો વખત નજીકજ આવી પહોચ્યો છે.

સું૦—દયાળશાહ ? ભલે, આપના સીસોદી શૂરવીરોને ગુપ્ત ગસલતથી એકઠા કરી, રાત્રે રાઠોડોનો એકદમ નાશ કર્યો હોય તો કેવું સારૂં ?

દ૦—માજી ! તે વિચાર હાલ આપણા મનમાં ઘોળાતા હ-શે, પણ ઉતાવળ કરવામાં ફસાઇ પડીએ તો જગતમાં હાંસી થાય.

સું૦—ત્યારે તમે શું ગોઠવણ કરવા માગો છો ?

રત્ન૦—માતુશ્રી ? જ્યાં સુધી, મહારાજા ચંદ્રસિંહજી અહીં ન પધારે, ત્યાં સુધી કંઇ કરવું, એ સલાગત નથી.

રત્ન૦—જતાં જતાં તેઓ આપણને ભાર મૂકીને કહેતા ગ-યા હતા કે, રાણા મોકળસિંહનું રક્ષણ કરજો. તે પ્રમાણે તેમને સુ-રક્ષિત કર્યા પછી બધું બની શકે; પણ તેમને શી રીતે નિર્ભય કર-વા ? એમ કહેવાની મતલબ એ હતી કે, મહારાજ પોતે હવે રા-જ્યાસન કબુલ કરવાના નથી, ને મોકળસિંહ વિના, રાણાજી વિના-નું રાજ્ય થઇ પડે. માટે વારંવાર કહેતા હતા કે, તેમને બચાવજો.

સું૦—ધન્ય છે !! મહારાજા ચંદ્રસિંહને !! આપકારના બદલા-

માં ઉપકાર ? (એમ કહી ગદગદિત થાય છે.)

દ૦—માતુશ્રી ? હવે દિલગીર થવામાં લાભ નથી.

સું૦—મારા મનમાં ઘણા દિવસથી મહારાજાને તેડાવવાની વાત ઘોળાય છે. પણ શું હવે તેઓ, આ કમ અક્કલની કૃતઘ્નતાનું ફરી મોં જોશે ? શું ? તેઓને કરેલું અપમાન તેઓ ભૂલી જશે ? શું ? દુખતીને તારશે ? ખરે, એમના સિવાય, પ્રજા અને રાજાનું રક્ષણ, બીજો કોણ કરશે ?

દ૦—માજી ? ચંદ્રસિંહ મહારાજ, શ્રી રામચંદ્રજીનો બીજો અવતાર છે. મોકળસિંહ પ્રત્યેનો તેમનો પ્રેમ, ભરતથી વિશેષ છે, આપનો દોષ મનમાં લાવે તેવા નથી, રાણાજી અને તેમના રાજ્યનું રક્ષણ કરવા તેઓ આકાશમાંથી ઉતરે અને શત્રુને જડમૂળથી ઉખેડી કાઢે તેવા છે, માટે મારી સલાહ માની આપ તેમને એક પત્ર લખો. અમે પણ સાથે લખી શું. હું નક્કી કહું છું કે, તેઓ એથી જરૂર પધારી સર્વને સુરક્ષિત કરશે.

સુ૦—એક નહીં, દશ પત્ર લખું, કહો તેવી આજીજી અને કાલાવાલા કરી માફી માગું. જો તેઓ પધારે તો અત્યારે મારા જેવું ભાગ્યશાળી બીજું કોઇ નહીં.

(સુંદરબા કવિતા રૂપે પત્ર લખી સર્વને વાંચી બતાવે છે.)

### રાગ બનજારાનો.

સુણ પુત્ર અર્જ આ મારી, મેં વાત કશી ન વિચારી;
કર ક્ષમા દોષ સુત મારો, ક્ષત્રિની ટેક ઉર ધારો (હો.)
મન માંહી ઘણી લાચારી, મેં વાત કશી. ૧
મને ભ્રાત તાત ભૂલાવી, તેનો ખ્યાલ ન હું કંઇ લાવી;
તુજ શીખ ધરી નવ સારી, મેં વાત કશી. ૨

તુજ સમો રાજ્યનો સ્તંભ, શૂર શત્રૂ ટાળક દંભ;
નહીં પાસ હવે તું મારી, મેં વાત કશી. ૩
ક્રુર કર્મ પિતાએ કીધાં, સીસોદી વીર દુઃખ દીધાં;
રઘૂ ખુન કર્યું દુઃખકારી, મેં વાત કશી. ૪
કરે ઉપાય ગાદી લેવા, નહીં મોકળની કંઇ સેવા;
છે ભય મનમાં અતિભારી, મેં વાત કશી. ૫
નહીં તૂજ વિણ કો ત્રાતા, ધર દુઃખ દાઝ દિલ માતા;
કર મદદ તણી તૈયારી, મેં વાત કશી. ૬
મે સ્નેહી શત્રુ નવ જાણ્યા, ગમકુટુંબીઓને આણ્યા;
દઈ દગો કરી દુખીઆરી, મેં વાત કશી. ૭
પ્રિય પુત્ર વચન સાક્ષાત, " મોકળ શિર મોટી ઘાત; "
ધિક ધિક ધિક મતિ મારી, મેં વાત કશી. ૮
આ વિર ક્ષેત્રમાં આજે, રાઠોડી પ્રજા બિરાજે;
મેવાડી શીર ભય ભારી, મેં વાત કશી. ૯
રક્ષા કરવાને ભાઈ, લઈ મદદ વેગથી ધાઈ;
પૂર્વોકત વચન સંભારી, મેં વાત કશી. ૧૦

**રતન૦**—દયાળશાહ ? બધાની વતીથી હવે તમે પત્ર લખો. માજી પણ ધારે છે કે તમારા લખવાથી મહારાજા જરૂર પધારશે.

(દયાળશાહ નીચે પ્રમાણે પત્ર લખી વાંચી બતાવે છે. )

ચંદ્રચુડામણિ, બાપાકૂળ દીપક, સુભટ મહારાજાધિરાજ ૧૦૮ શ્રી ચંદ્રસિંહજીની પવિત્ર સેવામાં; યશવંત્ ગઢ ચિતોડથી લી. સામંતો, સરદારો, ભાયાતો, અમલદારો અને પ્રજા સમસ્તની વતી સેવક દયાળશાહના સાષ્ટાંગ અભિવંદન સ્વિકારશોજી. વિશેષ મેં આપ માળવા પધાર્યા બાદ વખતો વખત ખબરો આપેલી છે. તે આપ-

ને વિદિત થઇ હશે, અને તે ઉપરથી આપે ખ્યાલ પણ કર્યો હશે કે, અમારી હાલ શું સ્થિતિ છે ! આજ રોજ આપનાં પૂજ્ય માતુશ્રીના ફરમાનથી આ વિનતિ આપને કરૂં છું, તે ત્વરાથી નિધામાં લઇ, ભયભીત માતુશ્રી અને સમસ્ત પ્રજા વગેરેને સહાય થશો, અને ભય મુક્ત કરશો. હાલમાં અહીં રાઠોડી રાજ્ય પ્રવર્ત્તી રહ્યું છે, નિર્ભયપણે તેઓ કામ બજાવ્યે જાય છે, તેમની બુરી મતલબ સૌએ જાણી લીધી છે, અને એવું જાણવાથી તેઓ પોતાની સત્તા સ્થિર કરવાની ઉતાવળમાં પડયા છે, અને થોડા વખતમાં તેઓ શું નહીં કરે ? તે નક્કી કહી શકતો નથી. આ વાત આપણી પ્રજા સમસ્તના જાણવામાં આવ્યાથી તમામ કકળી રહી છે, એક એક લડવૈયો આપના હુકમની રાહ જોઇ બેઠો છે, તેમાં પણ રઘદેવજીની હત્યાથી સર્વની લાગણી અધિક દુખાઇ છે, અને તમામની નસોમાં દોડતું લોહી બાષ્પભવનની મિસાલે ઉકળી રહ્યું છે, સર્વમાં જોઈએ તેવો સંપ, દેશાભિમાન, અને વૈર વાળવાની લાગણી સંપૂર્ણ પ્રકાશી રહી છે, " મારો, મારો, કાપો, કાપો, શું ! શીસોદીયા કાયર બન્યા ? તમારૂં શૌર્ય કયાં ગુપ્ત થઈ ગયું ? શું ? આ વીર ભૂમિમાં કોઈજ શૂરવીર નથી ? કે આ મૂઠીભર રાઠોડો નિઃશંકપણે રાજ્ય કરશે ? ચિતોડનું અભિમાન કોઇને નથી ? જેને માટે તમારા વડિલોએ માથાં આપ્યાં છે, તેને સંકટમાંથી છોડાવનાર કોઇ નથી? અરે! રાણાજી પોતેજ મોતના પંઝામાં સપડાયાછે તેમને પણ કોઈનો આધાર નથી ? પ્રજાનું રક્ષણ કરો, રાણાજીનો જાન બચાવો, ચિતોડની અમર કીર્ત્તિ સાચવો, વીર ભૂમિના ગૌરવનું ભાન ભૂલી ગયા ? છે કોઈ દશુંદી ભાટ ? કે ચિતોડનો પ્રાચીન ઇતિહાસ સંભળાવી શૂરાતન ઉત્પન્ન કરે ? ચિતોડભૂમિ નક્ષત્રી થઇ? નિર્બીજ થઇ?

પરાક્રમ હીન થઇ ? હે પ્રભુ તારો શો કોપ થયો ? ઓ ! ! હમીર, ઓ ! બાપ્પાજી ? તમે અમારી વહારે ધાઓ, નહિતો તમારા સુપુત્રના દિલમાં દેશ દાઝ પ્રેરી, અમને તારવાને ઝટ મોકલો.” આવા શબ્દો આખા ચિતોડ રાજ્યમાં ગામેગામ અને શેરીએ શેરીએ સંભળાય છે. જે વખત જાય છે, તેમાં રાણાજી મોકળસિંહ અને માતુશ્રીનો ઘાત થવાનો સમય નજીક આવતો જાયછે, માત્ર આપનોજ પૂર્ણ આધાર છે. આપ, આવી દોહીલી વેળાએ આવી સહાય નહીં કરો, તો કોણ કરશે ? રાઠોડો પોતાની બુરી મતલબમાં ફાવી ન શકે તેવા પ્રયત્નો અમે કરીએછિયે, જીવ સાટે પણ, આપના પધારવા સુધી રાણાજીનું રક્ષણ કરીશું. જેમ બને તેમ વહેલા પધારી, પોતાનાં કૃત્યો માટે પૂર્ણ પસ્તાવો કરતાં માતાજી, પીડાતી રૈયત, મોતની અણીપર આવેલા રાણાજી અને આપના આજ્ઞાંકિત શેવક, સામંત, અને સરદારોની ખબર લેશો. આપના આવ્યા શિવાય અમે અમારાં હથિઆર ઉંચકીશું નહીં. આપનું નામ પડતાં, તમામ જણા પોતાનાં માથાં આપવા તૈયાર છે. હજુ બાપારાવળની ગાદીના અચળ ભક્તોની રાજ્ય ભક્તિ મોળી પડી નથી, પણ ઉલટી રાઠોડોનાં આવાં નીચ કૃત્યોથી અધિક સતેજ થઇ છે. આપ નીતિનિપુણ સુજ્ઞ મહારાજાને વિશેષ વિનતિ કરવી યોગ્ય નથી. એજ નમ્ર, વિનતિ. મીતિ ભાદરવા સુદ ૨ સોમવાર

**લી. દર્શનાતુર સમસ્ત ગ્રામ્યજન અને અધિકારી વર્ગ.**

(દયાળશાહ બંને કાગળ ગંભિરસિંહ, દાસી, અને પુરોહિતને આપી, રૂબરૂ કેટલીક સૂચના દઇ, માળવા તરફ વિદાય કરે છે.)

---

## પ્રવેશ ૭ મો.

### સ્થળ—માળવામાં ચંદ્રસિંહજીની ખાનગી કચેરી.

**સમરસિંહ**—મહારાજા ? થોડા દિવસપર સજ્જનસિંહ આવ્યા હતા, તે ચિતોડની શું ખબર લાવ્યા હતા ?.

**ચંદ્રસિંહ**—અગાઉના જોશીજ. ધાર્યા પ્રમાણે સઘળું બન્યાં જાય છે. મેં તો પ્રથમથીજ કહ્યું હતું કે, મામો કારભાર કરવા આવે છે તેમાં કંઇ જુદોજ પેચ છે.

**સ૦**—ભિખારી મરૂ પ્રજા, ધન ભેગું કરવા ભરાતી હશે ?

**ચં૦**—હા. પ્રથમ તો એ ઠીક ચાલ્યા, પણ પછી ધીમે ધીમે તેમનાં કૃત્ય ઉપરથી તેમની મતલબ જણાઇ આવી. થોડા દિવસ વિતતાં તેમણે આપણા અધિકારી મંડળને રજા દીધી, ત્યારે મેં એમ ધાર્યું કે; કેટલાક રાજ્યનીતિજ્ઞ એમ જાણેછે કે, પોતાનાજ પક્ષનું અધિકારી મંડળ હોય તો રાજ્યકારભાર યથાસ્થિત ચલાવી શકાય. એ મતલબથી તેમણે તેમ કીધું હશે; પરંતુ મુખ્ય અધિકારીઓની સાથે નાના અમલદારોને પણ કાઢી મૂકી, તેમની જગાએ મારવાડીને ભરવા માંડયા, ત્યારે તેમનો ઉંડો ભેદ હશે, એમ માલુંમ પડયું.

**સ૦**—હા. બાપુ. એ પણ ધનને માટે કર્યું હોય તો ના નહીં.

**ચં૦**—સરદારો વગેરેને મેં, અહીં આવતી વેળાજ કહ્યુ. હતું કે;

### રાગ સિયાનો કનરો.

નારી ભરોસે ભૂલો ન ભાઇ, ઉજ્વળ તોયે રાત કહાઇ—ટેક.

માત સમાન દઈ સનમાન, રાખી સદા પ્રીતથી સૂખદાઈ; ઉજ્વળ ૧

પ્રથમથી મુજ ગુણ એ પિછાને, તોપણ મનમાંહી ભરમાઈ ઉ૦ ૨

વચન કટૂ કદી મુખથી ન કાઢયું, ખાનપાન તણી સરસાઇ ઉ૦ ૩

ધર્મ ધ્વજાએ રાજ્ય ચલાવ્યું, કૂડ કૂળી કદી નહીં દેખાઈ ઉ૦ ૪
રહી હદમાં તમે કામજ સારો, પ્રમદાગતી તો પાની મનાઈ ઉ૦ ૫

સ૦—બેશક, રાજાધિરાજ ? સ્ત્રી જાતને ભરોસે રહેવાથી પરિણામે લાભ નથીજ; પણ હવે આપનો જરાપણ દોષ કોઇ કાઢે તેમ નથી. ખરેખર જોધસિંહ વગેરેની રીતભાત ઘણી શકમંદ લાગે છે. ભવિષ્યમાં મને એનું માઠું ફળ ખવાનો આભાસ થાય છે.

ચં૦—એમાં જરા પણ શક નથી. મેવાડના ધનથી મારવાડને ધનાઢ્ય કરવાનો તેમનો હેતુ તો ખુલ્લોજ જણાય છે; કેમકે કારીગર, વેપારી અને મજુર સરખા પણ ત્યાંથીજ બોલાવ્યા છે, અને રાજ્ય ખર્ચથી ચાલતાં બાંધ કામમાં તેમનેજ ન્યાલ કરી દેવામાં આવે છે. તથા રાજ્યમાં જોઇનો માલ વગેરે તેઓ પાસેથીજ લેવામાં આવે છે. મતલબ કે બધી જાતની રાજ્ય મદદ મારવાડીઓનેજ છે. જોષી, વૈદ વગેરે પણ મારવાડનાજ પૂજાય છે !!! એમ તેમની બે મતલબ લાગે છે. એકતો પોતાની પ્રજાને પૈસાથી તર કરવી; અને બીજી એકે ચીતોડમાં તેમની વસ્તી વધારવી, કે વખતે તેઓ કામ લાગે. ચીતોડ, મારવાડીઓથી ઉભરાઇ જાય છે. પિતાજીએ જે પરદેશી કારીગરોને લાલચ આપી બોલાવ્યા હતા તેમનો અને મજુર વગેરેનો કોઇ ભાવ પૂછતું નથી. ભર દરબારમાં આપણા અમીરોનું અપમાન થાય છે. આ દુઃખ શું ? મેવાડને માથે ઓછું છે ? મને બહુ લાગે છે.

સ૦—ત્યારે શું તેઓ રાજ્ય પચાવી પડવા ઈચ્છતા હશે ?

ચં૦—હા. એમંજ હોવું જોઈએ. આપણું જે લશ્કર હતું તે ધીમે ધીમે ઘટાડીને, મારવાડી પલટણ બનાવી છે. આતો ખુલ્લોજ મુદ્દો છે.

સ૦—ત્યારે તો પ્યારા રઘૂદેવજીનું ખુન કરવાની પણ એજ ધારણા હોવી જોઈએ.

ચં૦—(રઘૂદેવના મૃત્યુનું પુનઃ સ્મરણ થવાથી જોધસિંહપર ગુસ્સો લાવી.)

## રાગ સીતાજીના મહિનાનો.

નીચકાગ અરે કુળ અંગાર, ધિક ધિક તુજ નામને;
તેં તો કુળમાં લગાડયું કલંક, ધિક ધિક તારી હામને.
કર્યું દુષ્ટ નામર્દનું કામ, મારી મુજ ભ્રાતને;
પડી ધુળ તુજ જીવતર માંય, લજાવી તેં જાતને.
કદી રણમાં ચઢી માર્યો હોત, ક્ષત્રી રીત મનમાં ધરી;
નવ લાગત દુઃખ મને લેશ, ખરે નીતિ એ ખરી.
અરે! રઘુદેવ ક્ષત્રીસિંહ, આજ તું શું કરે;
સામા શત્રૂ હજારો હોય, પાછો પગ નવ ધરે.
તેવો પૂર પરાક્રમ વીર, દગો દઇ મારીયો;
કર્યું પાવિવત તેં કામ, સ્વારથ નીચ સારીયો.
કેમ ભુલું કુડું આ કૃત્ય, અરે જોધા તાહરૂં ?
જોઇ લેજે હવે રણમાંય, પરાક્રમ માહરૂં ?
કરૂં ચીતોડની હદ પાર, માંકુ તોડયો જાણજે;
આવ્યું મુજ હાથે તુજ મોત, થોડા દીન માણજે.

સ૦—મહારાજા ? ગઈ ગુજરી હવે સંભારો નહીં. આટલે સુધી મામલો આવી પહોંચ્યો છે, ત્યારે તો હવે આપે ત્યાં સત્વર પધારવું જોઇએ, નહીં તો તેમના બુરા કૃત્યનો અટકાવ કરનાર કોણ છે?

ચં૦—ગમે તેમ થાઓ, પણ જ્યાં સુધી રાજ્યમાતાને તેમનાં કાળાં કૃત્યો ન જણાય, જ્યાં સુધી પોતે પોતાના કૃત્યનો પસ્તા-

વો કરી મને તેડાવે નહીં, ત્યાં સુધી મારે ત્યાં જવું મુનાસબ નથી. હું રાજ્યમાતાનું કહેવું ન ગણકારી ચીતોડમાં રહી રાજ્ય ચલાવે ગયો હોત, તો મને કોઈ રોકનાર નહોતું, પણ રાજ્યમાતાના મનમાં વહેમ પાકો થાત કે, પોતાનેજ ધણી થવું છે. આથીજ હું ત્યાં નરહ્યો, બીજું કઇ કારણ નહોતું. માટે જ્યાં સુધી રાજ્ય માતાને પોતાનાં પિયરીઆંનો દોષ જણાય, તે પહેલાં હું જાઉ તો, પેલા અધમ તકેટાઓ કંઇક બીજુંજ વેતરે સજ્જનસિંહ કહેતા હતા કે, રઘુદેવજીના મૃત્યુથી માતુશ્રીને ઘણુંજ લાગ્યું છે, તો જેવું હશે તેવું થોડા દિનમાં જણાશે. નહીં તો આપણા શૂરવીરો મુઆ પડ્યા નથી કે, જેથો તેની ઉમેદ નિર્વિઘ્ને પાર પાડી શકે ! દયાળશાહ, રત્નસિંહ વગેરે ત્યાં છે, એટલે ઝાઝી હરકત નહીં આવે.

(એટલામાં પૂરોહિત અને દાસી સાથે ગંભિરસિંહ ચિતોડથી આવી પ્રવેશ કરેછે.)

ગં—મહારાજા, સાભિવંદન કરૂંછું

ચં૦—કેમ ? રાણાજી મોકળસિંહ વગેરે સૌ ખુશીમાં છે?

પુ૦—મહારાજનું અખંડ તેજ તપો. રાણાજીને આપ જીવાડો, તો જીવે તેમ છે? રાજ્યમાતા પોતાના કૃત્યનો બદલો પામી પૂર્ણ પસ્તાય છે આ, રાજ્યમાતા અને પ્રજા સમસ્તના બે પત્ર. (ચંદ્રસિંહ વાંચી જાયછે, અને પછી સમરસિંહ વગેરે મનમાં વાંચીલેછે)

ચં૦—(ક્રોધના આવેશમાં) પ્રજા સમસ્તને એક દિલાસા પત્ર લખી આપી, મોઢે કેટલીક સૂચના આપેછે.

પુ૦—ધન્ય છે, મહારાજા ચંદ્રસિંહ ! ! મેવાડના સંરક્ષણ માટે; પરમકૃપાળુ આપને દીર્ઘાયુષી કરે.

ચં૦—લ્યો આ બીજો પત્ર માતુશ્રીને આપજો, અને કહેજો

કે, ફિકર તજો. હું દીવાળીને દહાડે રાત્રિના ૯ વાગે મોકળને જરૂર આવી મળીશ; પણ તે પહેલાં એક યુક્તિ કરજો કે;—માતુશ્રી, જોધસિંહની પરવાનગી મેળવી, આસો સુદી ૧ થી દરરોજ જુદેજુદે ગામ મોકળસિંહને ઉજાણી આપવા મોકલે, અને દીવાળીને દિવસે ગસુંદા ગામમાં ઉજાણી આપવી, કે હું ત્યાં આવી મળીશ. પ્રથમ મારે મોકળસિંહનું રક્ષણ કરવું જોઇએ, નહિ તો તડાગારમાં કંઇક જોખમ લાગે, અને રાજ્ય લોભથી મરાવ્યાનું કલંક મારે માથે આવે. તમે અને તેજાં બંને તે દિવસે સાથે રહેજો. દયાળશાહને પણ કહેવું કે, દીવાળીને દિવસ જરૂર રાઠોડનું નિકંદન કાઢશે, માટે તમામ તૈયારી કરી રાખવી. મારી પાસે બસેં સિંહ છે, તેમને તમારી સાથે રવાના કરૂંછું. તેમને દયાળશાહ, દરવાનની જગાપર ગોઠવે એમ કહેજો. દીવાળીને દિવસે મોકળસિંહની સાથે ગસુદામાં તેઓજ હોય, તેમ દરવાજે પણ તેમણે તૈયાર રહેવું, કે મારૂં નામ પડતાં દરવાજા ખુલ્લા મૂકે. વળી સર્વ લડવૈયાને પણ ચેતવી રાખવા કે, તેઓ દીવાળીને દિવસે રોશની જોવાને બહાને, હથિયારબંધ થઇ બજારમાં અને દરબારગઢ આગળ ફરતા ફરે, આ બધાની સાથે વિશેષ સંભાળ એટલી રાખજો કે, રાઠોડોને આ યુક્તિની જરા પણ ખબર ન પડે. જોધો અને રણમલ પલાયન કરે તો પછી રઘુદેવનું વેર કેમ લેવાય ? લાંબી મુસાફરી છે, માટે વખતે મને જરા મોડું થાય તો ગસુંદા છોડીને જતા નહીં. જાઓ સૌને ધિરજ દેજો. (સર્વે જાયછે)

## પ્રવેશ ૮ મો.

### સ્થળ—સુંદરબાનો મહેલ.

**સુશિલા**—બા ! અધિકારીઓ અને પ્રજાજનની કેવી લાગણી છે તે જોયું ?

**સુંદરબા**—રાણાજી અને ચંદ્રસિંહનું પ્રજા રક્ષણ તેવુંજ હતું. પ્યારને બદલે પ્યાર છે. આવી પ્રજાની કદર બુઝવાને પણ તેવાજ અધિકારી જોઇએ.

**સુ૦**—શું આપના પિતા, મહારાજા બની આ પ્રજાપર સુખે રાજ્ય કરી શકે ?

**સું૦**—મને વિશ્વાસ છે કે, ચંદ્રસિંહજી જરૂર આવશે, પણ જો તેમને આવતાં ઢીલ થઈ તો, સરદારો કંઇ સહન કરી બેસી રહે તેવા નથી, અત્યાર સુધી ચુપ બેઠા છે, તેનું કારણ, ચંદ્રસિંહજીની તેમ કરવાની આજ્ઞાજ છે.

**સુ૦**—વાહ ચંદ્રસિંહ મહારાજ !! બા, હજુ પુરોહિત વગેરે કેમ આવ્યાં નહીં.

( એટલામાં ગંભિરસિંહ વગેરે આવી પહોચે છે )

**તેજાં**—(પ્રવેશ કરીને) બા ? આ ગંભિરસિંહ અને પુરોહિત બંને, સારા સમાચાર લઈ આવ્યા હોય, એમ તેમની મુખ મુદ્રાપરથી માલુમ પડેછે.

**સું૦**—કેમ ગભિરસિંહ ? ચંદ્રસિંહજી મારાપર કૃપા કરશેકે?

( ગંભિરસિંહ પત્ર આપે છે ને સુંદરબા વાંચે છે. )

**રાગ લાવણી.**

માત માહરી ધીરજ ધારો, વચન કદી મિથ્યા નવ થાય;

ખરી ખાતરી રાખો મનમાં, સૈન્ય સઘ લઇ આવું ત્હાય.
નિર્બળ જનની વ્હાર કરીને, શરણાંગત સુખ દેવું સાર;
શુદ્ધ ક્ષત્રિની ટેક અટલ તે, જાણે છે સઘળો સંસાર. ૧
આપ માહરાં શીરછત્ર છો, મોકળ મારો પ્યારો ભ્રાત;
સંકટ સમયે સઘ આવતા, કરૂં ઢીલ તો લાજે માત.
સૂર્યવંશી વિશુદ્ધ કૂળમાં, અરે નથી શું કોઈ વીર ?
મસ્ત બની મા'લે રાઠોડો, જોતાં રહે ધડે કેમ ધીર. ૨
ક્ષત્રીવટમાં ખોટજ બેસે, રાઠોડોનો ન કરૂં નાશ;
પાપ કુંભ એ પાપી કેરો, ફોડિ પલકમાં આપું ત્રાસ.
અરે ! હજૂ છે વીરક્ષેત્રમાં, કરે સમર્પણ સ્વદેશ પ્રાણ;
પવિત્ર ગાદી પચાવનારા, રાઠોડોનો કાઢે ધાણ. ૩
મારવાડના દરેક મકોનો, ખોળી સઘ કરૂં સંહાર;
કરી નાશ મંડાર તણો વળિ, સ્વદેશનો સત્વર ઉદ્ધાર.
કરી કષ્ટ અગાધ મોકળનું, વળી સિસોદી ભ્રાત તણું;
દુષ્ટ જનોને હરવા માટે, નહીં રાખવી જગા અણું. ૪
સુખના દુખના સાથી ભડવીરો, જાઓ દૂતની સાથ સ્વદેશ;
ગુપ્ત વાતની જો જો કરતા, અરે ! કોઇને ખબરજ લેશ.
દ્વારપાળ થઇ રહો યુક્તિથી, શબ્દ સૂણતાં ધાજો વીર;
ખરા સિંહ થઈ ઘુમો રણાંગણ, કરો છિન્ન શત્રૂ ધડ શીર. ૫

**સુ૦**—બા ? શું ચદ્રસિંહજીની નીતિનીપુણતા ! આપે તેમને મિથ્યાજ દોષ દીધો. હવે આપનો સુખભાનુ ઉદય થયો જાણો.

**સુ૦**—(ગંભિરને) કંઈ વિશેષ સમાચાર કહાવ્યા છે?

**ગંભિરસિંહ**—રાણાજી મોકળસિંહને, તેમના આવતા લગી સુરક્ષિત રાખવા, એ મુખ્ય હેતુ છે. ( બાકીની તમામ હકીકત નિ-

વેદન કરી, સરદારોનો કાગળ વંચાવે છે. તે સુંદરબા મનમાં વાંચી આનંદમગ્ન થાયછે. )

**સુંદરબા**—ઈનામ લેતા જાઓ.

**ગં૦**—આપનું કામ પાર પડે, એજ મોટું ઈનામ છે. કાર્ય સિદ્ધી થયે અવિચળ ઈનામ લઈ તૃપ્ત થઇશ. હજુ મારે સરદારોને આ પત્ર આપી કેટલોક હકીકત નિવેદન કરવી છે, માટે હું આપની રજા માગુંછું. માજી ?

**સું૦**—ભલે જાઓ. હું પણ એ તજવીજમાં હવેથી રહીશ.

( એટલામાં સરદાર, અને ગૃહસ્થ મંડળ, ગંભિરસિંહ આવ્યાની ખબર જાણી, રાજ્ય માતાના મહેલમાં પ્રવેશ કરે છે. )

**દ૦**—માજી ? સમસ્ત સેવક મંડળ આપને સાષ્ટાંગ દંડવત્ કરે છે !

**સું૦**—આ શુભ અવસરે ઠીક આવી પહોચ્યા. શ્રી પરમાત્મા પ્રતાપે, પરમ નીતિનીપુણ ચંદ્રસિંહજીએ આપણને પૂર્ણ દિલાસો દઇ શાન્ત પમાડ્યાં છે. તમારો પત્ર તો વાંચી જુઓ ? શું ? ક્ષત્રિય વીરની અલૌકીક ખુબી ! ! અરે દયાળશાહ ? આવા સદ્‌ગુણ સંપન્ન, વીર, ધીર, તો વિશ્વમાં જવલ્લાજ.

**દ૦**—( સેનાપતિને ) પ્રિય રત્નસિંહજી ? આપણો આલ્હાદ જનક પત્ર તમેજ વાંચો.

**રત્નસિંહ**—(નીચે પ્રમાણે કવિતારૂપ પત્ર વાંચેછે.)

**લાવણી.**

ચિંતા નવ કરશો કાંઇ શુરા સરદારો;
શિરસટ્ટે ગઢ ચીતોડ પ્રાણથી પ્યારો.
નહીં વિલંબ કરૂં હું હવે, સમજજો પારો;

મોકળનું રક્ષણ કર્યે, સફળ જન્મારો.
કર ધરો તેજ સમશેર, શેર સમ્હાલો;
બરછી, ફરસી, ને ઢાલ કટારી, ભાલો.
કરો રાઠોડો તારાજ, રાજ લઈ એનું;
ઘો સિસોદીયાનો સ્વાદ શીઘ્ર લઇ તેનું.
એક ચીતોડ ગઢને કાજ, કપાયા લાખો;
હજુ કરે જાન કુરબાન, દેશ તો આખો.
નિષ્કલંક કીર્તિ ચિતોડ કેરી જગમાં;
જોઘો શું કરશે રાજ, સિસોદી ઢગમાં.
સૌ અટલ વીર રણ ધીર દગો નહીં સાંખે;
લજવ્યું તેં તારૂં કૂળ જોધ જગ આખે.
તેં હણ્યો ભ્રાત રઘુવીર તીર સમ સાલે;
શું ? સિસોદીયા હત વીર્ય, થયા તું ભાળે !
ધરિ ધીર રહો શૂરવીર વચન પાળીને;
દઉં દિપોત્સવીને દીન ભોગ કાળીને.
તત્પર સૌ રહેજો ગુપ્ત મળી સંગાતે;
બડ સુણતાં મારૂં નામ, ધસો અરી માથે.

સું૦—કેમ દયાળશાહ ? ચિતોડ તારણહારની ઉત્તમ યોજના પસંદ પડી કે ?

દ૦—માજી, એમાં શું ખામી હોય ! પણ હવે આપ મોકળસિંહના સંરક્ષણ માટે તજવીજ ચલાવો ને બધી તૈયારી ગુપચુપ કરો. અમે બધા પણ તેમના હુકમ પ્રમાણે સઘળી જાતની તૈયારી કરી રાખીશું.

( એમ કહી બધા રજા લેછે. )

**સુ૦**—બા ? ચંદ્રસિંહજીની આ ગોઠવણ તો ઉત્તમ છે. એથી મોકળસિંહનું ખાવું, પીવું, હરવું, ફરવું વગેરે સ્વતંત્ર થશે, એટલે દગો કરનારનું કંઇ ફાવી શકશે નહીં, ને આપણો પક્ષ મજબૂત થશે.

**સું૦**—તેજાં ? જા, તું. બાઈને જલદી બોલાવી લાવ ? (તેજાં જાયછે.)

**સુ૦**—બા ? બાપુને મોઢે જેમ તડાક ભડાક કહી, પાછળથી પસ્તાવો થયો તેવું કરતાં નહીં.

**સું૦**—હા. બેન. પાછળથી ફેરવ્યું તે સારું કર્યું. આપણે ખટપટ ક્યારે જોઈછે ?

**જો૦**—( પ્રવેશ કરીને ) કેમ બેન યાદ કર્યો ? કંઈ હુકમછે ?

**સું૦**—એક વિનતિ કરવાની છે. તેમાં તમારી અને રાણાજીની લોકપ્રીયતા વધે તેમ છે. મરજી હોય તો કહું.

**જો૦**—સુખે કહો બા

**સું૦**—અગાઉ રાણાજી આશ્વિન માસમાં દરરોજ જૂદે જૂદે ગામ પધારી, ત્યાંના લોકોને ઉજાણી આપતા, ને તેથી લોકો બહુ ખુશ રહેતા. જો હુકમ હોય તો તેમ કરવા મોકળને મોકલીએ.

**જો૦**—(મનમાં) હમણાં રૈયત મારાપર ગુસ્સે છે, તેને શાન્ત કરવાનો આ ઠીક સમય છે. વળી બાપુના કહેવા પ્રમાણે બેનનો ગુસ્સો પણ નરમ પડશે. આપોઆપ ઠીક વાત નીકળી. (જાહેર) હા, બા. ઘણી સારી વાત છે. ભલે તેમ કરો. આપનો હુકમ શિરોધાર્ય કરવા સદા હું તૈયારછું.

**સું૦**—આસો સુદી ૧ કાલે થાય છે. તો ત્યારથી જશે.

**જો૦**—ભલે જેમ આપની ઈચ્છા. વારંવાર આવી ઉપયોગી સૂચના દેતાં રહેવી કે જેથી આપણું અને રૈયતનું શુભ થાય.

વિ૦—(પ્રવેશ કરીને) એનનું માનતા હો, તો ઘણું સારૂં થાય !! લાભની વાતમાં શું કરવા ના પાડો ?? એનની શિખામણ તો હજુ પરિણામે અધિક લાભદાયક જણાશે ?? થોડા દિવસ મોજ માણી લ્યો ! !

જો૦—અલ્યા વિચિત્ર રંગી ? અણીને વખત વારંવાર આવીને તું કયાંથી અપશુકન કરેછે. ? એનનો હુકમ કયારે મેં ન માન્યો?

સુ૦—બાઇ રહેવા ઘોને એનું નામ ? એનો તો વગર બોલાવે જ્યાં હોય ત્યાં વચ્ચે પડી આગ બોલવાની ટેવજ પડી છે, (બધાં જાય છે)

(પડદો પડે છે,)*

---

# પ્રવેશ ૯ મો.

## સ્થળ—માળવાનો દરબાર.

પૃથુરાજ—પ્રીય ચંદ્રસિંહજી? કેમ હમણાં તમે ઉદાસ દેખાઓ છો ? ગમત રમતમાં પણ જેવીજો તેવો ભાગ લેતા નથી ?

સમરસિંહ—મહારાજ ? તેમના પ્રીય બંધુ રઘુદેવજી હમણાં દેવ થયા છે. તેમના ઉપર મહારાજ ચંદ્રસિંહજીનો અતિ પ્રેમ હતો, એટલુંજ નહીં પણ મેવાડની કીર્તિનો આધાર તેમનાપરજ હતો.

પૃ૦—અતિ દિલગીરીની વાત ? શું મંદવાડ હતો ?

સ૦—(તમામ કાગળ રજુ કરી. બધી હકીકત કહે છે.)

પૃ૦—(બધું વાંચીને) પ્રીય મીત્ર ક્ષમા કરજો. તમારી ગમે તેવી ટેક હોય તોપણ હવે છોડવી જોઈએ. શરણાગતને નિર્ભયપદ આપી સુખી કરવા, એ ક્ષત્રિનો ધર્મ છે. તેમાં પણ આતો તમારો સ્વ-

દેશ, જન્મભૂમિ, તમારૂં રાજ્ય, તમારી પ્રજા, ભાઈ, માત, અને ચિતોડનો યશ, એ સર્વ નિરાધાર થઇ ઘણી ભય ભરેલી હાલતમાં આવી ગયાંછે. તો તેમને સંકટ સમયે સહાય કરી કષ્ટ મુક્ત કરવાં, એ આપની ફરજ છે. હવે દેર ન લગાડો.

ચં૦— ગઝલ.

ચંદ્રમુખીને એકલી મુકિને હું આવ્યો અહીં—એ રાગ.

રજા લઉં હું આપની, સ્વદેશ રક્ષા કારણે; • ટેક.
દીધેલ કૉલ પાળવો, સદેહ એહમાં નહીં;
કરૂં વહાર માતની, મૂહત આજ તો મહીં. રજા
નગીન્દ્ર પાર પાડનો, કથન મુખ શું કરૂં; ?
નહીં ભુલાય એ કદા, સદા સ્મરણમાં ધરૂં રજા
ગણીશ જલ્દી જો બને, સંકટ કામે નવું છું;
ક્ષમાજ માગી દોષની, કૃપા હું આપ ચાહું છું. રજા

પૃ૦— પદ.

કાનુડો કામણગારો રે, સાહેલી જોને—એ રાગ.

વિરહનું દુઃખ ભારી રે, પ્યારાચંદ્ર વિરહનું દુઃખ ભારી રે—ટેક
શુદ્ધ સ્નેહ પાડ નાંહી, મિત્ર દોષ છે વિહાઇ;
વેણ એ શું બોલો ભાઈ રે, પ્યારાચંદ્ર. ૧
અપકારે ઉપકારી, પૂર્વ વાતને વિસારી;
ઉચ્ચ ટેક આપ ધારિ રે, પ્યારાચંદ્ર. ૨
સૈન્ય લઈ સાથે આવું, મિત્ર ધર્મ હું બજાવું;
એથી હુ કૃતાર્થ થાઉ રે, પ્યારાચંદ્ર. ૩

ચં૦—અહો વિવેક સંપન્ન ક્ષાત્ર મણિ મહારાજા ! આપની ઉચ્ચ વૃત્તિનાં હું અલ્પમતિ શું વખાણ કરૂં ? આપના મહદ્ ઉ-

પ્રકારનો બોજો, અને નિર્મળ પ્રેમ, જીંદગીભર ભૂલાય તેમ નથી. આપને સાથે આવી નાહક તસ્દી લેવાની કશી જરૂર નથી. ચિતોડમાં બધી જાતની તૈયારી અગાઉથી કરી રાખેલી છે, અને મુઠીભર રાઠોડી સૈન્યનું કંઇ ફાવે તેમ નથી, માટે આપનું ફક્ત બે હજાર લશ્કર આપશો, તો બસ થશે.

પૃ૦—( સૈન્ય તૈયાર કરવાનો હુકમ આપી. ) મને આપનો વિયોગ અસહ્ય સાલશે. હું આપનું વચન ઉલ્લંઘન કરી શકતો નથી. ઈશ્વર આપને કુશળક્ષેમ સરંતોરે કામ પાર પડાવી, મને જલ્દી દર્શનનો લાભ અપાવે, એમ અંતઃકરણ પૂર્વક ચાહુંછું.

( બંને જણ અતિ સ્નેહથી જુદા પડેછે. )

---

## પ્રવેશ ૧૦ મો.

### સ્થળ—ગમુંદા ગામ.

પુરોહિત—તેજાં ? આપણા મહારાજા ચંદ્રસિંહજીને ઘણા લોકો ભોળા ગણે છે, પણ તેમ નથી.

તેજાં—તેઓ પોતાના વચનને વળગી રહેછે. બાકીના કામકાજમાં તેઓ નીપુણ છે.

પુ૦—આ ઉજાણી દેવાની યુક્તિ બહુ ઉત્તમ બતાવી છે. તેમાં પણ એક માસ અગાઉથી કરવામાં ઘણું ડહાપણ સમાયલું છે.

તેજાં—હા. જુઓને ? પહેલાં વિક્રમસિંહ પોતેજ બે હજાર રાઠોડી સૈન્ય લઇ, રાણાજીની તપાસ રાખવા આવતા, પણ રોજનું ઠર્યું એટલે પોતે ન આવતાં બીજા સરદારને મોકલ્યો, ને લશ્કર પણ કમી થતું ગયું.

પુ૦—તેમાં વળી હિપોત્સવીના આનંદદાયક પર્વના ચાર દિ-

વસથી તો, તે સરદારે પણ આવવાનું બંધ કર્યું છે, અને તેમનું લશ્કર પણ આવતું નથી.

**ગંભીરસિંહ**—રમત ગમત મૂકી, શહેરની મઝામાંથી ગામડામાં અથડાવા કોણ આવે ? વળી રોજ ઉજાણી આપી નિર્વિઘ્ને પાછા રાજધાનીમાં જઈએછિયે, એટલે તેમના મનમાં શક પણ રહે શાનો?

**પુ૦**—રાત્રિના નવનો વખત આપ્યો છે, તે પણ એવાજ ઉદ્દેશથી કેમકે એ વખતે સૌ લોક ખાવાપીવામાં, આતશબાજીની મઝા ઉડાવવામાં, કે બીજી ગમતમાં પડ્યા હોય, તેથી આપણું કાર્ય સાધવું અનુકૂળ થઇ પડે. રઘુદેવજીને ઉઘમાં ઠાર કર્યા તેનું પરિણામ આ છે.

**ગં૦**—નવનો અમલ થવા આવ્યો, તો પણ હજુ સુધી કેમ કોઇ આવ્યું નહીં ? હજી આપણને ચિતોડ પહોચતાં બે કલાક લાગશે

**તેજાં**—( ચંદ્રસિંહ આવવા માટે ઇશ્વર સ્તુતિ કરેછે. )

### રાગ—બિરહ બાર માસીનો.

દુઃખ ટાળક પ્યારા હજુ કેમ નાવ્યા.
મુદ્દત આજે પૂર્ણ થઇરે, દુઃખ ટાળક —ટેક.
છે શૂરા ને પ્રમાણીક પૂરા, ટેક અનૂપમ ઉર ધરીરે;
વ્હારે ચઢી તન તાપ નિવારો, દીલ.અરે આજ કેમ કરીરે? દુઃખ૦
જગપાળક સૂણો અર્જ આ મારી, મનમાં છે તુજ આશ ખરીરે;
ચંદ્રવિણુ તો ચકોર સુઝાયે, કર પીડા પ્રભુ સઘ પરીરે. દુઃખ૦
ગઇ મૂદત પછી રંગ શું જામે?, શત્રૂ જાયે વાત કળીરે;
મોકલ હે વિભૂ ચંદ્રને જલ્દી, નહિં તો સુધારણ ધૂળ મળીરે. દુઃખ૦

**ગં૦**—કોઇ પણ પ્રકારે, એ પરાક્રમી વીર ધીર પાછી આની

કરે તેવા નથીજ. જરૂર પધારશે. વચન ટેક માટે કેટલું સંકષ્ટ સહન કરે છે? તો આપણને દીધેલું અભય વચન શું? મિથ્યા જશે? કદી નહીં. હિંમત ધારો. પગલાં વાગે છે.

પુ૦—વખતે મોડા જવાથી શત્રુઓ વાત જાણી જશે, માટે ધીમે ધીમે હવે ચાલતા થઇએ તો સારૂં.

ગં૦—કરણસિંહ? તમે તમારાં માણસો લઈને અમારી સાથે આવો, અને બાકીનાં માણસો અને ભીમસિંહ અહીંજ રહો. મહારાજ પધારે કે તુર્ત અમને ખબર આપજો. પુરોહિત મહારાજની વાત વાજબી છે. નવને બદલે દસ વાગીગયા હશે, ને હજુ તો ચિતોડ પહોચતાં વાર, માટે નીકળવું જોઈએ. ઇશ્વરેચ્છા તો રસ્તામાંજ આપણને મહારાજા આવી મળશે.

( એમ બદો કરી સર્વ વિદાય થાયછે. )

---

## પ્રવેશ ૧૧ મો.

### સ્થળગસુંદા અને પછી ચીતોડ.

**ચંદ્રસિંહ**—( ગસુંદાના રસ્તામાં ) સમરસિંહ? આપણે હવે ઘણી ત્વરા રાખવી જોઈએ. વખત બહુ થઇ ગયો છે.

**સમરસિંહ**—હા. બાપુ. વિસામો લીધા વિના, અને ચિત્રાના સખ્ત તાપને લીધે લશ્કરથી ઉતાવળે કૂચ થઇ શકી નથી.

**ચં૦**—ગસુંદાને પાંદર માણસોની ગડબડ સંભળાયછે ખરી.

**સ૦**—( ગસુંદાની ભાગોળે આવી. ) જુવાનો તમે કોણ છો?

**ભીમસિંહ**—મહારાજ ચંદ્રસિંહજીની જય થાયો!! રાણાજીની સવારી થોડીવાર થયાંજ ચીતોડ તરફ પધારી છે.

**ચં૦**—થોડાક ચુન્દા અશ્વાર મારી સાથે આવો, અને પાછળ રહેલું તમામ લશ્કર લઈ, સમરસિંહ તમે વહેલા આવજો.

( એમ કહી ઘોડા દોડાવી મૂકે છે, અને થોડી વારમાં મોકળસિંહને પકડી પાડી, તેમને થોડા અંગ રક્ષકો સાથે ગસુંદે પાછા મોકલી દે છે કે રખેને તેમને લડાઇની ધાંધલમાં કંઈ ઇજા થાય. )

**ચિતોડદરવાન**—તમે બધા કોણ છો ?

**સજ્જનસિંહ**—અમે ગસુંદાના ગરાસીયા છિયે. રાણાજીને મોડું થઈ જવાથી પહોચાડવા આવ્યા છિયે. ( એવામાં સમરસિંહ લશ્કર સાથે આવી મળે છે, અને બધું મંડળ " મારો, મારો, ચંદ્રસિંહ મહારાજની જય ! ! " રાણા મોકળસિંહની જય ! ! "રાઠોડ બચ્ચાને જીવતો ન મૂકો". એમ પોકાર મારતું જોસભેર શહેરમાં દાખલ થાય છે )

**લક્ષ્મણ બારોટ**—આખા શહેરમાં, શેરીએ શેરીએ નીચેની કવિતા ગાઇ શૂર ચડાવતા ફરે છે.)

### લાવણી.

ઉઠો ઉઠો શું જોઇ રહ્યા છો, થઇ રહી આ નાસાનાસ;
સાહી તેગ બંદૂક વેગથી, પાડો શત્રૂ સૈન્ય ત્રાસ.
ત્રાતા તમ કેરો આવ્યો છે, ચંદ્રવીર કરવાને વ્હાર;
દુખતાદળ વીખેરી નાંખી, મારવાડિને કરો ખુવાર. ૧
અકલિત બળ સંચ્યું તે કાઢો, બની સિંહ ઘૂમો ભડવીર;
અજા રૂપ રાઠોડો મારો, ધરી અંતરે અદકી ધીર.
પ્રીય ભૂમિ ઉદ્ધાર કરીને, વિવિધ સૂખ માણો હે ભ્રાત;
ઉજ્વલ યશની ધ્વજા ઉડાવી, વિશ્વ વિષે થાઓ વિખ્યાત. ૨
સ્વદેશ સંરક્ષણને માટે, કર્યું સમર્પણ જીવન આપ;

તમે તેહના સિંહ તનૂજો, જોદ્ધાને ઘો જબરી થાપ.
ક્ષત્રિ સિંહનો ધર્મ બજાવી, કરો અમર આ જગમાં નામ;
વિજય મેળવો યા તો અપ્સરા, ચલો સધ ભીડીને હાગ. ૩

ચં૦—ચાલો મારા બાહદૂર યોદ્ધાઓ ? તમારૂં અકળ બળ આજે શત્રુપર અજમાવો, સઘળા દરવાનોને એકદમ ખબર કરો કે તેઓ દરવાજા બંધ કરે, અને કોઈ રાઠોડ બચ્ચાને બહાર જવા દે નહીં. મારો પેલા નાસ ભાગ કરતા રાઠોડોને ?

ગં૦—(દરબાર ગઢ આગળ ખબર કાઢી આવી)—મહારાજાધિરાજ ? પેલો દુષ્ટ, નરાધમ, કાતર, ક્ષત્રિય કુળ અંગાર, જોદ્ધસિંહ આપણે આવવાની વાત સુણી કયારનોએ પોબારા ગણી ગયો છે.

ચં૦—તમે પહેલેથીજ ભૂલ કરી. એકદમ થોડા સૈન્ય સાથે તેના મહેલ ઉપરજ છાપો મારવો હતો. અરે ! આપણો મુખ્ય શત્રુ નાયક હાથમાંથી ગયોને ? ?

સ૦—હવે ગત વસ્તુનો શોચ ન કરો. તેના અનુયાયીનો સંહાર વાળવાથી તે નિરાધાર થઇ પડશે, માટે એ કામમાં ઉલટભેર મંડો. ઓ, પેલો વિક્રમસિંહ આવ્યો ? હથિઆર સજી જાગૃત બનો સૈન્યગણ.

એટલામાં વિક્રમસિંહ આવી પહોચેછે ને બંને લશ્કરમાં યુદ્ધ થાય છે. વિક્રમસિંહે પૂર જોસથી પોતાની એક કટાર ચંદ્રસિંહ ઉપર ફેંકી, પણ તેથી સહજ જખમ થયો. એવામાં સમરસિંહે પોતાની તેજ તરવાર વડે તેને સ્વર્ગારોહણ કરાવ્યું બાકીના રાઠોડ સૈન્યની પણ એજ અવસ્થા થઈ. મસ્ત બનેલા સિસોદી સિંહો, ખુણેખોચરેથી ખોળી ખોળીને રાઠોડોને તારાજ કરતા.)

---

## પ્રવેશ ૧૨ મો.

## સ્થળ જોધસિંહનો મહેલ.

રૂપાં—(સ્વગત)—આખા શહેરમાં કતલ ચાલી રહી છે, ત્યારે આ પાપિષ્ટ રણમલ, અરે ? મેવાડનું છત્ર ધરાવનાર, અને ભાણેજનું નિકંદન કઢાવનારા ! આ વખતે નિદ્રા દેવીને વશ થયો છે. ઇશ્વરે સાનુકુળ જોગ આપ્યો. લાવની, એને ઢોલીઆ સાથેજ બાંધી દઉં ?. નહિતો વળી એના પ્રપચાં પુત્રની પેઠે, એ પણ અગિઆરા ગણશે ?

(એમ વિચાર કરી, તેનીજ પાઘડીથી ઢોલીઆ સાથે તેને બાંધી લેછે. )

સ૦—(થોડાં માણસો આવી પંહુચીને.)—અરે ! આ સુતો રાજ્યદ્રોહી ?

ર૦—(ઘોંઘાટથી એકદમ જાગૃત બની )—શું ? આ શુરવીર સામે તમે લડવા આવ્યા છો ? આવી જાઓ મેદાનમાં !!

વિ૦—મેદાન ક્યાં ખોળવા જશો ? ? મહેલમાંજ પરાક્રમ બતાવોને ? ? પાશેર પાણી તો પેટમાં સમાય નહીં, ને મેરા નામ સવા શેરખાં ?? હજુ તિસ્મારખાં ઉભા તો થાઓ ? ? તેજાં પણ બડી પહોચેલી ?? કે આખી જીંદગીની દાઝ કાઢી નાંખી ?

ર૦—(જોરથી પાઘડીના બંધ તડોતડ તોડીને)—લે, જો, મારી હાથ ચાલકી ?. (" હાજર સો હથિઆર " તેની પેઠે પાસે પડેલું પૂજાપાત્ર હાથમાં લઈ ખરા આવેશમાં આવી જઈ ઘણાને બામલ કરે છે, પણ ગંભિરની ગોળીવડે તેનો પ્રાણ, વૃદ્ધાવસ્થાએ વીરત્વ દર્શાવી ઈશ્વર શરણ થાય છે.)

## પ્રવેશ ૧૩ મો.

### સ્થળ સુંદરબાનો મહેલ.

રાઠોડનો નાશ કરી, સર્વત્ર શાન્તિ પ્રસરાવી, વિજય પતાકા ઉડાવી, ચંદ્રસિંહ પોતાનાં ખાસ માણસ સાથે માતુશ્રીના મહેલમાં પ્રવેશ કરેછે.)

**ચંદ્રસિંહ**—માતુશ્રી ? અભિવંદન કરૂં છું ?

**સુંદરબા**—(શરમથી ધીમે સાદે.)—ભાઈ ? આ મેવાડ ભૂમિ, અને મોકળસિંહના સુખને માટે આપ દીર્ઘાયુ ભોગવો.

**ચં૦**—કેમ દયાળશાહ ? શહેરમાં સઘળે બરાબર શાન્તિ થઇ?

**દ૦**—હાજી. રાઠોડનાં શબને એકજ મોટી ચેહમાં ખડકી દહન કરવામાં આવ્યાં છે. આપણાં માણસોમાં ફક્ત સાત જણ મરાયા છે, અને એકસો તેર ઘાયલ થયા છે

**રૂ૦**—મહારાજ ? આપનો જખમ રૂઝાયો ?

**સું૦**—ભાઇ ? આપને કયાં જખમ થયો છે જોઉં ?

**ચં૦**—ના, માજી. સહેજજ છે.

**સું૦**—જ્યારે ગામમાં લડાઈ ચાલતી હતી, ત્યારે હું અગાશીમાં બેશી જોતી હતી. ભાઈના ઉપર એક કટારી આવી પડી હતી.

**ચં૦**—હજુ રત્નસિંહ કેમ ન આવ્યા ? દયાળશાહ !

**સું૦**—તેઓ કયાં ગયા છે ?

**ચં૦**—જોધસિંહ નાશી ગયાની ખબર મળતાંજ, મેં લશ્કર સાથે તેમની પૂઠે મોકલ્યા છે. જો તેઓ હાથ આવશે, તો પકડી લાવે, નહીં તો મંડોરનો કબજો કરી તુર્ત પાછા આવશે.

**સું૦**—(મનમાં) ભાઇઓ રાજ્ય વિનાના થશે. (જાહેર) ભા-

ઇ, બરાબર વેર લેશો કે ?

ચં૦—હાજી. મંડોરનો કબજો લઇ શું, અને તેમને બતાવી આપી શું કે, હજુ સિસોદીયા દમ વિનાના નથી. આપના ધ્યાનમાં આવે તો તેમને પાછું આપી દેજો.

રત્ન૦—પ્રવેશ કરીને) મહારાણા મોકળસિંહ અને મહારાજ ચંદ્રસિંહજીની જય થાઓ. મહારાજ? આપને પ્રતાપે મંડોરગઢ તાબે કરી, સમરસિંહના સ્વાધિનમાં સોંપી આવ્યો છું. તેઓ તેનો કિલ્લો તોડી પડાવશે. જોધસિંહ, આપણા શત્રુ સંકળોની ઓથે જઇ ભરાયાના સમાચાર મળ્યા છે.

ચં૦—માજી ? આ લડાઇમાં ઘવાએલા, અને જેણે પોતાનું અધિક તેજ દર્શાવ્યું હોય, તેમને યોગ્ય લાગે તે બક્ષીસ આપવા આપ, દયાળશાહને હુકમ કરશો.

સું૦—(શરમાઇને) ભાઇ, આપ છો, તો પછી હું શું હુકમ કરૂં?

ચં૦—માજી ? હું આજે આપની પાસે એજ વિનંતિ કરવા આવ્યો છું કે, મને મારી સલુંબરની જાગીરમાં જઇ રહેવાની કૃપા કરી રજા આપશો.

દ૦—(રાજમાતા ગભરાઇ જઇ જવાબ નથી આપતાં તેથી.) મહારાજ? આ શબ્દો માતુશ્રીને સારા લાગતા નથી.

ચં૦—હું રાણા મોકળસિંહનો ભાયાત છું, મને જાગીર મળી ચૂકી છે, હું તેમની નોકરી કરવા બંધાએલો છું, તો કામ પડશે, આ સેવકને યાદ કરશો. ગમે તેવા સંકટ સમયે શિર દેવા તૈયાર છું—(એમ કહી રજા માટે ફરીથી વિનતિ કરે છે.)

### શાર્દૂલ વિક્રીડીત વૃત્ત.

માતા દ્યો મુજને રજા કરિ કૃપા, જાઉં હવે દેશમાં;

સંહાર્યું સહુ કષ્ટ યત્ન કરીને, શત્રૂ પડ્યા ક્લેશમાં.
વાગી હાક વિદેશમાં બળતણી, બીતી સહૂ તો ગઇ;
સૂખે રાજ્ય કરો તમે અભયથી, સર્વાર્થ સિદ્ધી થઇ.

સું૦—(ગદગદિત કંઠે.) રાગ બનજારાનો.—
દિલ માત ભ્રાત હીત ધારો, ભાઇ ગમન વાત વીસારો—ટેક
તમ વીના હવે નવ ચાલે, દુઃખ વિયોગનું અતી સાલે; (હો.)
કરો વિચાર આ ન નકારો, ભાઈ ગમન વાત. ૧
દઇ રજા પુરણ દુઃખ પામી, કરૂં વારવાર કેમ ખામી;
દુઃખી માત અરજ ઉર ધારો, ભાઈ ગમન વાત. ૨
આ રાજ્યપાટ નહીં મારૂં, ખરા દિલથી માનો તમારૂં;
નીજ તાત શીખ વીચારો, ભાઈ ગમન વાત. ૩
રહો જીંદગી ભર હવે આંહીં, લાવો ખ્યાલ ન બીજો કાંઈ;
મનમાંહી દુઃખ દેનારો, ભાઇ ગમન વાત. ૪
આપો મોકળને માહીતી, રૂડી રાજ્યતણી સહુ રીતી;
ખરો આશ્રય એક તમારો, ભાઈ ગમન વાત. ૫

હ૦—મેનાવતી માતા, નીર ભર્યાંરે થારા નેણમાં એ—રાગ
મેવાડી રાણા, રાજ ઉજાડી નવ જાઓજી. ટેક.
રક્ષક કો નહીં રાજ્યતણોરે, આધાર ભૂતજ આપ,
કરી કૃપા રહો આપ આંહી, નહીંતો દુઃખ અમાપરે. મે૦૧

ચં૦—પ્રધાનજી પ્યારા, રાજ્ય ચલાવો રૂડી રીતથી ટેક.
પૂર્ણ બજાવી ફર્જમેં મારી, રાજ્ય લોભી નવ થાઉં,
ટેકને કારણ કષ્ટ વેઠ્યું, હવે હું જાગિરે જાઉંરે પ્રધાનજી. ૧

ચં૦—(પ્રભાવતી)આપવિનાઅહીંનવરહેવાય,સાથે લ્યો મહારાજ;

સ્વાદ ચખાડી સૂખનો રે, પ્રજા ન કરશો નાશજરે મે૦ ૩

ચં૦—ભ્રાતને માતનું રક્ષણ કરવા, રહો અહીં ભડવીર,
રાજ્ય પ્રજા જાણી આપણાંરે, ધારી રહો ઉર ધીરરે;
ગંભિર સરદારા, રાજ્ય ચલાવો રૂડી રીતથી. ૪

સું૦—ક્ષમા કરો ભાઇ હોપજ મારો, ભૂલાવી ક્રુર ભ્રાત;
રાજ્યધાની સલુંબરમાં થાપો, પ્રજા ત્યાં કરે વસવાટરે!! મે૦ ૫

ચં૦—વક્ર વચન માતા નવ વદોરે, હું છું સદા તમ દાસ;
સંકટ સમયે વ્હારે આવી, કરૂં શત્રુ વિનાશરે,
માતા મમ પ્યારાં, રાજ્ય ચલાવો રૂડીરીતથી. ૬

મો૦—ભ્રાત મુરબ્બી આપ પધારો, મારે કો આધાર;
દુઃખ દધીમાં વૃદ્ધિ કરો કાં,? વિનતિ કરૂં વાર વારરે. મે૦ ૭

ચં૦—પ્રાણાધિક હે બધુ મારા, થા નહીં ઉર ઉદાસ;
હામ ધરી સૂખે રાજ્ય કરો આ, દૂર નહીં હું પાસરે.
બંધુ મમ પ્યારા—રાજ્ય ચલાવો રૂડી રીતથી. ૮

**દયાળશાહવગેરે**—( ચંદ્રસિંહજીને પગે પડી અધિક વિનતિ કરેછે )—

મહારાજ ? અમે સર્વ એકલિંગજીના સમ ખાઈને કહીએછિયે કે, આપના સિવાય અમે અહીં રહેવાના નથી.

સું૦—(ગદગદીતકંઠે) આપને અહીં રહેવાને અડચણ હોયતો હું તથા મોકળ, સલુંબરમાં આપની સાથેજ રહીશુ. ભલે ચિતોડ ઉજડ થાઓ. અમે બંને આપથી જરાપણ દૂર હવે રહીશું નહીંજ

**રત્નશાહ**—(સર્વપ્રજાવતી)—" ચિતોડને ઉજડ કરો " એ શબ્દો બોલવા, મને તદન અયોગ્ય અને દુઃખદાયક લાગે છે. કારણ

કે ચિતોડનું રક્ષણ સેંકડો સિંહોના અમૂલ્ય પ્રાણઅર્પણથી કરેલું છે, અને તેનો યશધ્વજ દશે દિશાઓમાં ફરકી રહ્યો છે. હું નિઃશંક કહું-છું કે, આખી મેવાડી પ્રજાને ચિતોડ નામ પ્રાણથી વહાલું છે. મહારાજાને પણ તેમજ છે, છતાં મહારાજા હઠ કરશે, તો તમામ રૈયત ચિતોડને છોડશે, પણ ચંદ્રસિંહ મહારાજાને નહીં છોડે, સલુંબરમાં આવી વસશે, મહારાજ જીંદગીભર ચિતોડનાં રાજ્ય, પ્રજા, અને કીર્ત્તિનું રક્ષણ કરો. એ અમારી દીન શેવકોની નમ્ર યાચના છે.

**ચંદ્રસિંહ**—( સર્વનો અત્યાગ્રહ જોઈ ) તમારા સર્વના અ-અત્યાગ્રહને આધિન થઇ, તમારૂં કહેવું માન્ય રાખુંછું.

( હર્ષ ગર્જના સાથે પડદો પડેછે. )

( છેવટે પાત્રજનો ભેગા મળી નીચેની કવિતા ગાઈ રજા લેછે. )

## રાગ—કલ્યાણ.

સુણ સજ્જનો, દિન આનંદનો.
થયો સમાપ્ત ખેલ આ, રજા લઇએ અમો. ટેક.
રાજ્યકાજ ને નીતિ ટેકનો, થવા બોધ શુભપેર;
ખરી બિનાનો ખેલ ભજવિયો, મહદ્ પિતાની મ્હેર સુણ.
અપૂર્ણ છે જન જાત તેહમાં, હોય ઘણી ભૂલથાપ,
ક્ષમા કરીને દોષ અમારા, પુનઃ પધારો આપ સુણ
ખરી ખટક ધરી ખટપટ કેરૂં, કરો ચપટ સૌ ભૂપ,
ધર્મ ધ્વજાએ રાજ્ય ચલાવી, લ્યો સુખ સ્વર્ગ અનૂપ. સુણ
નીતિ ન્યાય ને ધર્મ ખીરનું, પ્રકટો પૂરણ તેજ,
આર્ય વીરમાં ઇશ પ્રતાપે, છે સુખદાયક એજ સુણ

( એ કવિતા ગાયા બાદ સૂત્રધાર, નીચેની ઇશ્વર સ્તૂતિ કરી ખેલ સમાપ્ત કરેછે. )

पितासि लोकस्य चराचरस्य
त्वमस्य पूज्यश्च गुरोर्गरीयान्,
न त्वत्समोऽस्त्य भ्यधिकःकुतोऽन्यो
लोक त्रयेऽप्य,प्रतिम प्रभावः ॥

**અર્થ**—હે ઇશ્વર ! સર્વચર અને અચર વસ્તુનો તું પિતા છે. સર્વનો પૂજ્ય અને પરમ ગુરૂ તું છે. હે અતુલપરાક્રમી પરમેશ્વર ! ત્રણે લોકમાં તારા જેવો બીજો કોઇ નથી, તો તારાથી ચડિઆતો ક્યાંથી હોય ?

मनुष्य यत्न ईश्वर कृपा.



## અગાઉથી ગ્રાહક થઇ ઉત્તેજન આપનાર સજ્જ-નોનાં મુબારક નામ.

---

| નકલ. | નામ. |
|---|---|
| ૧૨૫ | નેકનામદાર મહારાજા ધિરાજ સર જસવંતુસિંહજી કે. સી. આઈ. ઈ ઠાકોરસાહેબબહાદુર સંસ્થાન લીંબડી |
| ૧૦૦ | નેકનામદાર ઠાકોરશ્રી સૂરસિંહજી સંસ્થાન ઉતેળીયા. |
| | **લીંબડી.** |
| ૧૦ | નેકનામદાર કુમારશ્રી ઉમેદસિંગજી. |
| ૨ | અસ્ગતપનાહબા શ્રી બાઈ રાજબા રૂહાવાળાં. |
| ૨ | અસ્મ. બાશ્રી બાઈ રાજબા ઉતેળીયાવાળાં. |
| ૨ | અસ્મ. પના. બાશ્રી દેવકુંવરબા નાંદોદવાળાં. |
| ૧ | અસ્મ. બાશ્રી રૂપાળીબા ગઢકાવાળાં. |
| ૧ | અ. પ. બાશ્રી ધનુબા બેલાવાળાં. |
| ૧ | અસ્મ. પ. બાશ્રી પરમારમા મૂળીવાળાં. |
| ૧ | અસ્મ. પ. બાશ્રી ઝાડેજીમા દેશળાવાળાં. |
| ૧ | ઝાડેજા જેઠીસિંહજી કેશરીસિંહજી. |
| ૧ | ગોહેલશ્રી ભાવસિંહજી રાયસિંહજી. |
| ૧ | રા. રા. કલ્યાણરાય ભૂરાભાઈ વહી. સાહેબ. |
| ૧ | રા. રા. દેશાઈ મોહનલાલ હરિભાઈ. |
| ૨ | હેડમા. સાહેબ નિચ્છાભાઇ પ્રાગજી દેશાઇ. |
| ૧ | સંઘવી ડુંગરશી પુરૂષોત્તમ. |
| ૫ | વકીલ લાલચંદ નારણજી. |
| | **પાટડી.** |
| ૧ | રા. રા. રામચંદ્ર ગોવિંદભાઈ ન્યાયાધ્યક્ષ. |
| ૧ | રાવળ. માણેકલાલ મહાદેવજી. |
| | **માંડળ.** |
| ૧ | શા. અમુલખ માનચંદ. |
| | **વઢવાણ શહેર.** |
| ૧ | રા. રા. રઘુનાથજી ખુશાલજી હેડકલાર્ક. |
| ૧ | રા. રા દલસુખરામ ગોપાળજી સેક. કલાર્ક. |

| નકલ. | નામ. |
|---|---|
| | **નાંદોદ** |
| ૧ | કુમાર શ્રી રાજસિંહજી. |
| ૧ | પોલી. ઇન્સ્પે. શા. નંદરામ રાજારામ. |
| ૧ | કુમારશ્રી નૃસિંહસિંહજી |
| ૧ | કુમારશ્રી દિગ્વિજયસિંહજી. |
| ૧ | બા. સૌ. મોટાંબાશ્રી વખતકુંવરબા. |
| ૧ | બા. સૌ. નવાંબાશ્રી ગુલાબકુંવરબા. |
| ૧ | બા. સૌ. નાનાંબાશ્રી હરિકુંવરબા. |
| | **બોટાદ.** |
| ૧ | રા. રા દેવશંકર વૈકુંઠ તાલુ. માસ્તર. |
| | **મુંબઈ.** |
| ૧ | મે. શેઠસાહેબ ફજલભાઇ વીશરામ. |
| ૧ | મે. શેઠસાહેબ પ્રેમચંદરાયચંદ |
| ૧ | શેઠ હરગોવિંદ પુનેમચંદ. |
| ૧ | રા. રા વાડીલાલ વીરચંદ. |
| ૧ | મે. મનસુખલાલ મુગટલાલ મુનસી. |
| ૨ | માસ્તર વીરજીભાઈ ડાહ્યાભાઈ |
| | **ધરમપુર.** |
| ૨ | મહારાણાશ્રી બળદેવજીસાહેબ. |
| ૨ | શ્રીમંત મોહનદેવજી સાહેબ. |
| | **માંડવા.** |
| ૧ | મહીડા ચંદ્રસિંહજી રાયસિંહજી |

| નકલ | નામ |
|---|---|
| ૧ | નર્મદાપુરી ભવાનીપુરી. |
| ૧ | રા. રા. ખુશાલભાઇ રણછોડ. |
| | **લશ્કર.** |
| ૧ | રા.રા માધવજીખેલારામ તા.મા. |
| | **ભમોદ્રા** |
| ૧ | ખુમાણ શ્રી ભોજભાઇ ઓઘડ |
| | **લુણાવાડા** |
| ૩ | મે. જયશંકર નૃસિંહરામ દીવાન સાહેબ |
| | **સુંથરામપુર** |
| ૧ | રા રા છગનલાલ વિદ્યારામ સેક્રેટરી |
| | **થાણા** |
| ૧ | શેઠ મોતીલાલ હરગોવિંદદાસ |
| ૧ | શેઠ મંગળદાસ દેવીદાસ |
| ૧ | શેઠ જમનાદાસ રાગદાસ |
| ૧ | દેસાઇ. કસનજી મોરારજી |
| ૧ | રા. રા સોમેશ્વર હલખરામ |
| | **રાજપરા.** |
| ૧ | કુમારશ્રી લખુબા |
| ૧ | કુમારશ્રી શિવસિંહજી |
| ૧ | ફોજદાર સા. જગંનાથરણછોડ |
| ૧ | મહેતાજી દેવશંકર પ્રેમાનંદ |
| ૧ | કારકુન સવચંદ સુરચંદ |
| ૧ | રા. રા. માવજી જુઠાભાઇ |
| ૧ | કામદાર ધારશી કાળીદાસ. |
| | **બેલગામ.** |
| ૨ | કુમારશ્રી કીરતસિંહજી રાજપીપળા. |

નકલ નામ

૧ ટયુટરસા. ભાસ્કર વી. જોષી.

સચીણ.

૧ મહેતાજી પર્વતસિંહ જયસિંહ
૧ આસિ. મા. ભીખાભાઇ ભૂલાભાઈ
૧ આ. મા. ફકીરભાઈ વનમાળી
૧ આ. મા. ઠોકાભાઇ કાળાભાઇ
૧ સોની મોરારજી પીતાંબર
૧ દેસાઈ ગુલાબભાઇ લાલભાઇ

કરમડ

૧ મહેતાજી જાદવજી પ્રેમાનંદ

ઇડર

૧૨ નેકનામદાર મહારાજાશ્રી કેશરીસિંહજી સાહેબ બહાદુર—કે સી. એસ. આઇ

અંકેવાળીયા

૫ કુમારશ્રી સુરજમલજી લાખાભાઇ.
૧ રાણાશ્રી ઉદમેસિંહજી
૧ રાણાશ્રી દોલતસિંહજી લખાભાઈ.

ખંભલાવ

૧ રાણાશ્રી સીગરામજી પ્રભાતસિંહજી.

સાઉકા

૧ મહેતાજી નાગર મકનજી
૧ રાણાશ્રી માધવસિંહજી મૂળુભાઈ.
૧ રાણાશ્રી હરિસિંહજી ખેતાભાઇ

નકલ નામ

૧ રાણાશ્રી ધીરસિંહજી મેરામજી

ગેડી

૧ રાણાશ્રી ભોજરાજજીવેરાભાઇ.

વીરપુર

૧ નેકનામદાર ઠાકોર સાહેબશ્રી સૂરજસિંહજી

ઝીંઝુવાડા

૧ રા. રા. કેશવલાલ ગગનલાલ

બગસરા.

૧ આચાર્ય મણીશંકર મૂળશંકર
૧ દેસાઈ જસવંતરાય દર્શનરાય
૧ પરમાનંદ લાઇબ્રેરી
૧ શા. રામજી કાનજી
૧ ડાકટર સાહેબ અરન સેમ્યુઅલ
૧ પો. પટેલ મનસુખરામ મણીભાઈ.
૧ કામદાર કાનજી જેઠાભાઈ
૧ કામદાર મૂળજી પ્રેમજી
૧ મે. તાલુ. સા. વાળા હરસુર લક્ષ્મણ.
૧ અસ્મ. પ. બાઇશ્રી જાલુબાઇ
૧ મે. તાલુ. સા. વાળા સામત
૧ કામદાર શા. નથુભાઈ હીરજી
૧ ખાડક દેવાઈત લાખા
૧ ફોજદાર શા. મયારામ રેવાશંકર
૧ કારકુન પોપટ શંકરદાસ

બીલખા

૨ નાયબકાર. શા. બળવંતરાવ શિવશંકર.

| નકલ | નામ |
|---|---|

**લુધીઆ**

૧ કામદાર સા. રૂપશંકરઉદેશંકર

**લાખાપાદર**

૧ ચીફકો સા. ડી જે. ફર્નાન્ડીસ

**ચુડા**

૧ કુમારશ્રી મુળુભા તખ્તસિંગ

૧ બાશ્રી રાજપરવાળાં બાઈ સાહેબ.

**વીરમગામ**

૧ હેડમીસ્ટ્રે. પાર્વતીબા ગીરધર

**રાધનપુર**

૧ હેડમીસ્ટ્રે. ઝવેરબેન પાર્વતીબા

**સરધાર.**

૧ મહેતાજી જેઠાલાલ અનોપરામ

**ખંભાળીયા.**

૧ હેડમા. સા. પ્રભાશંકરજેશંકર

**ભાવનગર.**

૧ મીસ્ત્રી પીતાંબર નરતા.

૧ કંટ્રા. મેમણગની કાસમ.

૧ કંટ્રા. ભકતી માલદાસ.

૧ કંટ્રા. ગીરધર ઝીણા.

**દસાડા.**

૧ જોષી નથુરામ અંબારામ.

૧ બારોટ. દામોદર હરિભાઇ.

૧ રા. અચરતલાલ જેઠાભાઈ.

**પાળીયાદ.**

૨ કામદાર સા. લક્ષ્મીશંકર લાધાભાઇ.

૧ ખાચર. ઘેલા ભાણુભાઇ.

| નકલ | નામ |
|---|---|

૧ કામદાર દેવચંદ ઓધવજી.

**ઢુઆ.**

૧ રાણાશ્રી. રવાજી ગોવિંદજી.

**રાણાવાવ.**

૧ રા. રા. બાલાલાલ નાનચંદ.

૧ કંટ્રાકટર. ત્રીભોવન ધનજી.

૧ માસ્તરસા ઝીકાભાઈ ફકીરભાઈ

**ધોરાજી.**

૧ મે. વકીલ દુલેરાય મગળજીબુચ.

૧ મુખ્તીઆર દયાળ ડુંગરશી.

૧ ડાકતર બાપશંકર મેઘજી.

**ડીસાકાંપ.**

૧ માસ્તર. નાનચંદ મૂળચંદ.

૧ શેઠસા. માણેકજી નાનાભાઈ

૧ રા. રા. વાડીલાલ પ્રલ્હાદજી.

૧ શેઠસા. હોરમશજી માણેકજી.

૧ શેઠસા. અરદેશર હોરમજજી.

૧ શેઠસા. બહેરામશા હોરમજજી.

૧ શેઠસા. મોતીલાલ નિહાલચંદ.

૧ શેઠસા. સોરાબજી કાવસજી.

૧ રા. નથુભાઇ ગમાન.

૧ શાહ. વીરચંદ સુરચંદ.

**લોઇકા.**

૧ રાણાશ્રી મહોબતસિંગજી અગરસિંહજી.

૧ મહેતાજી. નાગેશ્વર ગોવિંદજી

૧ રાણાશ્રી. કેશરીસિંહજી કરસનસિંહજી.

| નકલ | નામ |
|---|---|
| | **ધ્રોળ.** |
| ૧ | બાઈશ્રી.નાનાંબા. ઉતેળીયાવાળાં, |
| ૧ | બાઈશ્રી.રૂપાળીબા ભાદરવાવાળાં. |
| | **મોરબી.** |
| ૨ | હેડમા.સા. ડાહ્યાભાઈ વેણીરામ |
| ૧ | કલાર્કસા. વિઠ્ઠલદાસ પ્રેમજી. |
| ૧ | આસિ. મા. ફુલચંદ હીરાચંદ |
| ૧ | કુમારશ્રી શિવુભા. બેલાવાળા. |
| ૧ | સ્પે. આસિ. મા. છગનલાલ તલકશી. |
| | **મહુધા.** |
| ૧ | બારોટ. મોહોબતસિંહ જેસિંહભાઇ. |
| ૧ | દેશાઇ. મણીલાલ મોતીલાલ. |
| ૧ | સુરતી જેઠાલાલ દયારામ. |
| ૧ | સુરતી. નાથાલાલ રણછોડ. |
| ૧ | વહોરા. સુલેમાન ઈબરામજી. |
| | **કોટડાસાંઘાણી.** |
| ૧ | નેકનામદાર કુમારશ્રી મુળવાજી સાહેબ. |
| | **રાજુલા.** |
| ૧ | મહેતાજી બકોરચંદ વીરચંદ |
| | **જુનાગઢ.** |
| ૧ | રા રા.ઈશ્વરલાલ અમરજી કચ્છી |

| નકલ | નામ |
|---|---|
| ૧ | કંટ્રાક્ટર. ગોપાળજીજગજીવન. |
| ૧ | કંટ્રાક્ટર. છગનલાલ સવજી. |
| ૧ | કંટ્રા. જટાશંકર લાલજી. |
| ૧ | કં. જેઠાલાલ રામચંદ્ર. |
| ૧ | કં. ભાઈલાલ વલ્લભદાસ. |
| ૧ | કારકુન. શિવલાલ ભુરાભાઇ. |
| | **વીણા.** |
| ૧ | મહેતાજીદાદાભાઇભગવાનદાસ. |
| | **ખંભાત.** |
| ૧ | બારોટ. ત્રીભોવન દાજીભાઈ. |
| | **રંગુન.** |
| ૧ | રા.રા. ભગવાનભાઇ મુળજી કં. |
| | **કોચીન.** |
| ૧ | માસ્તર. નંદલાલ પુજાભાઈ. |
| | **કવેટા.** |
| ૧ | ટ્રેઝરર કેશવજી લ્હેરાભાઈ. |
| | **મદ્રાસ.** |
| ૧ | રા.રા. ઠક્કરજેઠાભાઈદયાળદાસ |
| | **અંબાલા (પંજાબ).** |
| ૧ | કારકુન રાઘવજી પ્રાગજી |
| | **સિદ્ધપુર.** |
| ૧ | રા.રા. ગણપતરામગોરીશંકર. |
| | **પાલણપુર.** |
| ૧ | આ.સુપી.સા.મયારામરાજારામ. |

**સમાપ્ત.**